# એકલવ્ય

## અને બીજાં નાટકો

ધૂમકેતુ

(૧૨)

આના

પ્રકાશક

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો, અમદાવાદ.

૧૯૪૮

## પ્રસ્તાવના—પહેલી અને બીજી આવૃત્તિ વખતે,

* આ સંગ્રહમાં પ્રગટ કરેલાં નાટક–સંવાદો ઘણી વખત ભજવાયાં છે. આપણા સાહિત્યમાં બાલ ને કુમાર નાટકોની ઘણી જ જરૂરિયાત છેઃ એમાં કાંઈક અંશે આ સંગ્રહ ઉપયોગી થાય તો ઘણું.

* આ સંગ્રહ પરત્વે નિકટના બે મિત્રોનો આભાર માનવાનો છે. 'કલા–કવિતા'માં રજૂ થતો ટહેમુલજીનો હાસ્યરસ રા. રત્નમણિરાવ ભીમરાવે 'માહરીમજેહ'માંથી શોધી આપેલો છે. 'કર્ણ–કુંતિ'નો સંવાદ લખવામાં ભાઈ ઝવેરચંદ મેઘાણીના ભાષાંતરનો છૂટથી ઉપયોગ કરી, થોડોક વધારો ઘટાડો કર્યો છે. 'સીતા' નામે બંગાળી નાટક જોયેલું તેમાંથી 'લવ–કુશ'નો સંવાદ રચાયો છે,

* 'એકલવ્ય' તાજેતરનું લખેલું છે. તે આ સ્વરુપમાં નહિ પણ બીજા સ્વરૂપે ભજવાયું છે.

* બીજી આવૃત્તિ વખતે આમાં ખાસ ફેરફાર કર્યો નથી.

ધૂમકેતુ

૧૦ . ૮ . ૪૮
૨૩, સૌરાષ્ટ્ર સોસાયટી,
કર્ણાવતી નિવાસ,
એલીસબ્રીજ, અમદાવાદ

## અનુક્રમ


| | |
|---|---|
| ભીલકુમાર એકલવ્ય. . . . . | ૧ |
| કલા-કવિતા . . . . . . | ૨૨ |
| લવ-કુશ . . . . . . | ૩૨ |
| કર્ણ-કુન્તી . . . . . . | ૩૫ |
| પરીક્ષાની પરીક્ષા . . . . . | ૪૧ |
| તરુણ વનરાજ . . . . . | ૫૭ |

# એકલવ્ય

## પ્રવેશ ૧ લો

[ અર્જુન, ભીમ, દુર્યોધન, કર્ણ વગેરે રમતા રમતા પ્રવેશ કરે છે. ]

અર્જુન : ગુરુજીએ તો ચોખ્ખીચટ ના જ કહી.

ભીમ : કોને ના કહી ?

અર્જુન : કોને શું ? પેલો ભીલકુમાર આવ્યો હતો નાં, તેને. એને અહીં ગુરુજી પાસે ધનુર્વિદ્યા શીખવી હતી. ગુરુજીએ કહ્યું કે તું શૂદ્ર છે. તને વિદ્યા ન અપાય.

ભીમ : ( હસે છે ) હા, હા, હા, બસ એ ઠીક કર્યું.

દુર્યોધન : રાજકુમારો સાથે એ ભીલનો છોકરો ધનુર્વિદ્યા શીખે ? અને શીખી શીખીને એ બહુ તો શું કરે ?

ભીમ : અરે, એક બે હરણિયાં મારે. એવાને તે ગુરુ દ્રોણ ધનુર્વિદ્યા શીખવે ખરા ?

કર્ણ : ત્યારે કોને શીખવે ?

ભીમ : કોને શીખવે શું ?—જે રાજકુમાર હોય, જે જન્મથી દ્વિજ હોય, જે વંશપરંપરા શુદ્ધ હોય,

તેને જ માત્ર ગુરુ દ્રોણની સામે બેસીને ધનુર્વિદ્યા શીખવાનો અધિકાર છે, બીજાને નહિ.

અર્જુન : ( ઉપેક્ષાથી ) હાસ્તો. ભીલડાં, ને એવાં એવાં માટે આ રાજવંશી વિદ્યા નથી.

કર્ણ : ( કરડાઈથી ) ના, નથી. એ વિદ્યા તો તમારે માટે જ હશે !

ભીમાર્જુન: હા, હા, અમારે માટે જ છે. અમે રાજકુમારો છીએ. રાજકુમારો સાથે ભીલના છોકરાથી ન શીખાય.

કર્ણ : એ ભીલનો પુત્ર માટે વિદ્યા ન શીખે અને તમે રાજાના પુત્ર માટે વિદ્યા શીખો એમ ? ભલે, ગુરુ દ્રોણ તમારા આશ્રિત હશે, પણ દેવી સરસ્વતી નથી. તમે શિખવશો નહિ, તો પણ એનું હૈયું વીંધીને નીકળેલી ધગશને તમે શી રીતે રોકી શકશો ? તમે હસ્તિનાપુરના રાજકુમારો છો, એટલે તમારે સીમાડેથી એને વિદ્યા દીધા વિના પાછો વાળી શકયા, પણ ચોખૂટ પૃથ્વીમાંથી ગમે ત્યાં ચરીને એ વિદ્યા લાવશે ત્યારે તમારાં મોં કેવડાં થઈ જશે !

અર્જુન : પણ ચોખંડ પૃથ્વીમાં ગુરુ દ્રોણની તોલે આવે એવો કોઈ નર પાકયો નથી. ગુરુ દ્રોણની વિદ્યા મેળવનારો શિષ્ય કોઈથી હાંકે નહિ, કોઈથી હારે નહિ !

કર્ણ : પણ અર્જુન ! જ્યારે અંતરનાં પડ ભેદીને ઊંડાણમાંથી, પાણીના ધોધ જેવું, જ્ઞાનઝરણું

પ્રગટશે ત્યારે તારા એક દ્રોણગુરુ શું, પણ સાતસાત દ્રોણગુરુ ન આપી શકે એટલું એ એકલો ભીલ શીખી જશે. મેં એ ભીલકુમારને જોયો છે.

અર્જુન : એનામાં તેં એવું શું જોયું ?

કર્ણ : શું જોયું ? સાધનાની ઝંખના—જાણે કોઈ ધ્યેય માટે ઝૂકી રહેલી નિશ્ચળ આંખો ને હિમાલય જેવો અડગ દૃઢાગ્રહ. એ ભીલકુમાર સાધારણ નથી.

અર્જુન : ભલે અસાધારણ હોય. છતાં ગુરુ દ્રોણનો શિષ્ય કોઈથી હાંફે નહિ, કોઈથી હારે નહિ ! ગમે તેવો, તોય આપણી વિદ્યાનો એ અધિકારી નહિ, એ માત્ર ભીલ, શૂદ્ર, નીચ !

ભીમ : અરે ! એમાં તે આટલી કડાકૂટ શી કરો છો ? જાને ભાઈ કર્ણ ! તું સૂતપુત્ર છે; તું રાજકુમાર અર્જુન સાથે નહિ શોભે. તું એની સાથે શીખવા જા.

કર્ણ : ( રોષ દાબી ) હું તો શોભું કે ન શોભું, પણ વિદ્યા જેવી બધાને પવિત્ર કરનારી વસ્તુને, જે લોકો વૈશ્યની પેઠે સાચવી મૂકે છે, તે લોકો સૂતપુત્રથી પણ વધારે હીન છે !

[ જાય છે ]

[ દુર્યોધન પણ તેની પાછળ પાછળ જાય છે ]

ભીમ : આ કર્ણ બહુ જ અભિમાની છે.

અર્જુન : એને એની આવડતનું અભિમાન છે.

ભીમ : અને એને આ દુર્યોધન ચડાવે છે.

અર્જુન : કાંઈ નહિ, એમાં આપણે શું છે ?–પણ ચાલો, ગુરુદેવને જ જઈને ભીલકુમાર એકલવ્યની વાત પૂછીએ.

[ બન્ને જાય છે ]

## પ્રવેશ ૨ જો

[ માર્ગમાં એકલો એકલવ્ય ]

[ એકલવ્ય પ્રવેશ કરે છે : એની અડગ, દૃઢ નિશ્ચયવાળી, પણ અત્યારે જરાક શોકથી ઘેરાયેલી વિશાળ આંખો, કોઈ ધ્યેય પાછળ જીવન હોમવા જેટલી તૈયારી બતાવી રહી છે. દૂર, દૂર, કોઈ દૂરના પ્રદેશમાં પોતાનું ધ્યેય જોતો હોય તેમ, ધીમે પગલે પ્રવેશ કરે છે. તેના હાથમાં તીરકામઠું છે. ડોકમાં માળા છે, ને કાનમાં બે કુંડળ લટકી રહ્યાં છે. ]

એકલવ્ય : જંગલ કેટલું સુંદર છે ! જ્યારે જ્યારે હું કાંઈક પણ સુંદર જોઉં છું ત્યારે મને મારી મા સાંભરી આવે છે ! છેવટની રજા લીધી ત્યારે તેણે કહ્યું: 'ભાઈ, આપણે શૂદ્ર, આપણો ધર્મ સેવાનો ' અને એટલું કહીને, એ રડી પડી. સ્વજનો જેવા ભૂતકાળના દિવસો મને આજે યાદ આવે છે. ( થોડી વાર થોભી જાય છે. ) હું શૂદ્ર, મારો અધિકાર સેવાનો; પણ જે વખતે મારું અંતર મને સાદ કરી કરીને ક્ષત્રિયધર્મ સ્વીકારવા કહી રહ્યું છે: તે વખતે મારે સાચો ધર્મ કયો માનવો ? પરશુરામ બ્રાહ્મણ થઈને ક્ષત્રિય બન્યા,

વિશ્વામિત્ર ક્ષત્રિય થઈને બ્રાહ્મણ બન્યા, તો હું એકલવ્ય શૂદ્ર છું છતાં શા માટે ક્ષત્રિય ન બનું? પણ ગુરુ દ્રોણે મને વિદ્યા દેવાની ના કહી. ગુરુદેવે કહ્યું કે શૂદ્રને દીધેલી વિદ્યા વાંઝણી રહે. આજ હું, બીજા તો કોની, પણ આવા સુંદર જંગલની સાક્ષીએ શપથ લઉં છું કે ગુરુદેવે જે વિદ્યા દેવાની ના પાડી છે, તે જ વિદ્યા, તેમની માનસી મૂર્તિ પાસેથી મારે શીખવી અને શીખવી. આવો, આવો, જંગલનાં વૃક્ષો ને જંગલનાં પશુઓ! તમારા મિત્ર જેવા એકલવ્યને તમે સાથ આપો. અને મને નિર્જન જંગલમાં વિદ્યાનો રસ લેતાં શીખવો. દોસ્તો!

[ જાય છે ]

## પ્રવેશ ૩ જો

[ શિકાર કરવા કરવા નીકળેલા રાજકુમારો: એક કૂતરો: અને બીજા કેટલાક સાથીઓ: સૌ શિકારીના વેશમાં છે ને હાથમાં તીરકામઠાં લઈ પ્રવેશ કરે છે. ]

ભીમ : અર્જુન! આ તારાં તીરકામઠાં તો બહુ કડાકુટિયાં, ભાઈ! ગદા જેવી કાંઈ મજા આવે? એ....ને એક ફેરવીને દીધી કે ભૂક્કા! બીજી માગે જ નહિ ને!

અર્જુન : ધનુર્વિદ્યામાં અનેક પ્રકારની સચોટતા રહેલી છે ભાઈ! જેનું બાણ ખાલી ન જાય એ કાંઈ મોટો

ધનુર્ધર ન કહેવાય. પણ જેનું બાણ જેટલું વીંધવું ઘટે તેટલું જ વીંધે–છૂટચા પછી પણ જાણે તેના સ્વામીના અધિકારમાં હોય તેમ વર્તે, એ ખરો ધનુર્ધર ! એ ધનુર્વિદ્યાની કલાનો સાચો સ્વામી !

ભીમ : હવે એ તારું લાંબું લસરક ભાષણ જવા દે ! બોલ, આ ઝાડ એક હાથે ઉખેડીને ફેંકી દઉં ?

કર્ણ : જાડો ભીમ બિચારો જાડી બુદ્ધિનો ! એને આ ભાઈ વળી ધનુર્વિદ્યાનું રહસ્ય શિખવવા જાય છે ! પણ ભીમભાઈ એમાં શું સમજવાના હતા ?

દુર્યોધન : ભીમને અને ધનુર્વિદ્યાને બાર ગાઉનું છેટું ! એનું કામ બાવળિયા ઉખેડવાનું ને બહુ તો વડના ટેટા પાડવાનું !

ભીમ : (કરડાકીથી) પણ દુર્યોધન ! વડ ઉપરથી જે ટેટા પાડે એ કોઈક દિવસ, ધડ ઉપરથી માથાં પણ એવી જ રીતે પાડે હો !

અર્જુન : (ભીમને) મોટા મોટા ડુંગરને ઉખેડી મૂકે એટલી સચોટતા ને બળ જેના બાણમાં હોય,–

ભીમ : (એની સામે જોઈ ને) અને એક ઘા ભેગા ભુક્કા કરી નાખે, એવું વજન જેની ગદામાં હોય,–

કર્ણ : (એકદમ પાસે જઈને) તેને પથ્થરના મોટા ભાઈ જેવો કાળમીંઢ પથ્થર જાણવો.

દુર્યોધન : (અર્જુનને, ભીમ અને કર્ણને) અરે ! પણ સાંભળો તો ખરા ! ગુરુદેવે આજે શું કહ્યું ?

લાલિત્ય સિદ્ધ થવું સહેલ નથી એમ ?

અર્જુન : હા, એમ કે, એકલી સચોટતા કે બળ ધનુર્વિદ્યાનાં આવશ્યક અંગો નથી, પણ સિદ્ધહસ્ત કરેલું લાલિત્ય એ જ ખરું અંગ છે.

ભીમ : પણ એ તારું લાલિત્ય શું છે ? આપણે તો ભાઈ, કાલે એવો હાથ માર્યો હતો–સાળું, ઘીથી લચપચતા લાડુ હોય ત્યારે મારી તો હોજરી ભરાતી જ નથી–કે ગુરુદેવે, લાલિત્ય કે લાઘવ ચપળતા ને સુજનતા કે દુર્જનતા વિષે જે કહ્યું તે આ કાને સાંભળ્યું તો ખરું–(કાન દેખાડે છે) પણ આ કાને નીકળી ગયું ! (બીજો કાન દેખાડે છે. ) દુર્જનતા વિષે તો આપણો ભાઈ દુર્યોધન ખૂબ જાણે છે.

દુર્યોધન : દુર્જનતા વિષે ગુરુદેવે એમ કહ્યું કે જેની દાઢ લાડુ જોઈ ને સળકે એ મોટામાં મોટો દુર્જન !

ભીમ : અને જેની સળકે નહિ તે ?

કર્ણ : મોટામાં મોટો સજ્જન !

ભીમ : ના, શૂદ્રજન !

અર્જુન : દુર્યોધન, ભીમ, તમે હમેશાં વાતચીત કરતાં કરતાં વિવાદ ઉપર ઊતરી પડો છો. આ સારું નથી. સાંભળો, લાલિત્ય તથા અભ્યાસ આંતરપ્રેરણાથી જ સિદ્ધ થાય છે. ફૂલની ઉપર ફૂલ જેટલું જ ફુમાશભરેલું તીર જે ધનુર્ધર છોડી શકે તે સિદ્ધહસ્ત કહેવાય.

કર્ણ : આવા સિદ્ધહસ્ત તો તમે થયા હશો ! ભાઈ, રાજકુમાર છો નાં, એટલે તમને વિદ્યા વરે.

અર્જુન : વિદ્યા વરે કે ન વરે, પણ ધનુર્વિદ્યામાં ગુરુદેવ જેટલું કોઈ પારંગત નથી. અને લાલિત્ય માત્ર તેમને જ વર્યું છે.

કર્ણ : અને તમને—તેના પટ શિષ્યને નહિ ?

અર્જુન : કર્ણ ! તું અદેખાઈ કરે છે, પણ તારા કરતાં, હું વધારે ધનુર્વિદ્યા જાણું છું હો !

કર્ણ : એની હું ક્યાં ના પાડું છું ? (કટાક્ષ મારતો હોય તેમ) તારાં બાણ તો ફૂલ જેવાં કુળાં છે ! છોકરાંને પણ ન લાગે !

અર્જુન : છોકરાંને ન લાગે, પણ તારા જેવાનું તો અભિમાન ઉતારી નાખે.

કર્ણ : મારું ના ? હાસ્તો, તું તો ગુરુ દ્રોણનો શિષ્ય ને હું તો—કોનો ?–પરશુરામનો–જેનાથી તારા ગુરુદેવ જેવા ધ્રૂજે તેનો—

અર્જુન : મારા ગુરુદેવ તારા જેવાથી તો ધ્રજે તેવા નથી. પણ, અરે ભીમ ! આપણે વાતો કરતા રહ્યા ને આપણો કૂતરો ક્યાં ચાલ્યો ગયો ?

ભીમ : કોણ જાણે ! પાછળ જ હતો ને ? આડે માર્ગે ચડી ગયો નહિ હોય ?

દુર્યોધન : (કટાક્ષથી) લાલિત્ય દર્શાવોને !

કર્ણ : (કટાક્ષથી) અને કાં સુજનતા અજમાવો !

ભીમ : (કરડાઈથી) લાલિત્યનો પ્રયોગ હમણાં નથી

કરવાનો, ભાઈ દુર્યોધન! એ તો દુર્જનતા ભુલવવા માટે કરવાનો છે.

અર્જુન : ભીમ! ચાલ, ચાલ, આપણે કૂતરો શોધી કાઢીએ.

[બન્ને જાય છે]

દુર્યોધન : (કર્ણને) લાલિત્ય! એક શબ્દ શીખ્યે જાણે સિદ્ધહસ્ત થઈ ગયા!

કર્ણ : અભિમાનથી ભર્યો છે, બીજું કાંઈ નથી. પણ ચાલો, આપણે શિકાર તો શોધી કાઢીએ.

[જાય છે]

## પ્રવેશ ૪ થો

[ભીમ અને અર્જુન પ્રવેશ કરે છે. બાણોથી ભરેલા મોંવાળો, તેમનો કૂતરો એક તરફ ઊભો છે. તે ભસવાનો યત્ન કરે છે, પણ ભસી શકાતું નથી.]

અર્જુન : (પ્રવેશ કરતાં જ) આહાહા! આ રહ્યો આપણો કૂતરો.

ભીમ : ક્યાં છે?

અર્જુન : આ ઊભો—પણ—(પાસે જઈને, સંભાળથી મોં તપાસે છે, પછી ગંભીર થઈને)-ભીમ! આટલામાં જ કોઈ મહાન ધનુર્ધર રહે છે. આ તે જોયું?

ભીમ : શું?

અર્જુન : એણે આ કૂતરાને માત્ર ભસતો જ બંધ કર્યો છે. એનું દરેકે દરેક બાણુ—જો તો ખરો—ચપળતાથી આવીને જાણે કૂતરાને જાળવવા બેઠું હોય તેમ

ગુપચુપ મોંમાં બેસી ગયું છે. (ચમકે છે) હં, જો સાંભળ આ.. (કાન દે છે.)

ભીમ : શું સાંભળું?—આવી રીતે કૂતરાનું મોં બંધ કરવા પૂરતું જ બળ વાપરવું–તીરને એટલા જ વેગથી છોડવું–એ તો ભાઇ, આપણને ગમ નથી પડતી. એમ બળ ઉપર સંયમ રાખવાનું આપણને ન આવડે ભાઈ! એમ તે કાંઈ હર ઘડીએ તોળીને બાણ ફેંકવું...........

અર્જુન : અરે સાંભળ, સાંભળ, જો આ ટંકારવ. જણાય છે કે કોઈ મહાન ધનુર્ધર આટલામાં રહે છે, આ હા હા! શી ખૂબીથી એણે બાણ ફેંક્યાં છે!

ભીમ : ગુરુ દ્રોણ પોતે જ પરીક્ષા લેવા માટે અગાઉથી આવીને બેઠા બેઠા બાણ ફેંકતા ન હોય?

અર્જુન : આ બાણ ફેંકનારને ધનુર્વિદ્યા વરી છે. જેટલો જોઈએ તેટલો સંયમ જે માણસ હરઘડીએ પોતાના જ્ઞાન કે બળ ઉપર રાખી શકે છે, તે જ ખરો વિદ્વાન ને યોદ્ધો છે. આ બાણ ફેંકનારે વિદ્યાનો રસ માણ્યો છે.

ભીમ : તું ભલેને કહે, મને તો ગુરુ દ્રોણ લાગે છે: જો સાંભળ આ ટંકારવ.

અર્જુન : (ઉતાવળથી) ના, ભાઈ, ના. તું સાંભળ તો ખરો, આ તો કોઈ ગુરુ દ્રોણના ગુરુ હોય તેમ લાગે છે. આ હા હા—શી શીઘ્રતા! ચાલ તો ખરો, એ મહા ધનુર્ધરને નીરખીએ—એ

  

અવાજ ઉપર જ ચાલો. (દિશા બતાવતો) આમથી આવતો લાગે છે.

[બન્ને જાય છે]

## પ્રવેશ ૫ મો

[ એક તરફ ગુરુ દ્રોણુની પ્રતિમા છે; બીજી તરફ સતત બાણુ છોડતો એકલવ્ય દેખાય છે. ભીમ અને અર્જુન પ્રવેશ કરે છે, એકલવ્ય તેમને જોઈને થભે છે. ]

અર્જુન : ભાઇ, થોભો માં, થોભો માં, હું તમારી ચપળતા જોઈ ને ખુશ ખુશ થઈ ગયો છું ! તમે જ અમારા કૂતરાનું મોં બાણોથી સીવી લીધું લાગે છે ?

એકલવ્ય : હા, પણ તમે કોણુ છો ? હું કોઈ ને ખુશ કરવા માટે ધનુર્વિદ્યા શીખતો નથી.

ભીમ : મહાપ્રતાપી પાંડુરાજાનો પુત્ર, અને જેના ટંકારવથી આકાશ અને પૃથ્વી ધ્રૂજી ઊઠે છે તે આ અર્જુન–મહાબાણુાવળી.

એકલવ્ય : સારું. એક તરફ જરા ઊભા રહો. હજી પાશેરામાં પહેલી પૂણી જેવી મારી વિદ્યાને ગુરુ દ્રોણુના પટશિષ્ય સમક્ષ મૂકતાં મને લજ્જા આવે છે !

અર્જુન : અરે ભીલકુમાર ! આ તમારી પહેલી પૂણી ? પણ આ શું ? આ કોની પ્રતિમા છે ?

એકલવ્ય : ગુરુ દ્રોણુની, આપણા ગુરુની.

અર્જુન : આપણા ? તમે ગુરુ દ્રોણુના શિષ્ય છો ?

એકલવ્ય : ગુરુ દ્રોણે મને શિષ્ય તરીકે સ્વીકાર્યો છે. મેં

પ્રશ્નો પૂછ્યા છે; એમણે જવાબ વાળ્યા છે. આષાઢની મેઘલી રાત્રિમાં, જલબિંદુને પણ વીંધી નાખવાનો મર્મ મને બતાવ્યો છે. અને કહ્યું છે કે વત્સ, જીવન પૂરું થાય છે, વિદ્યા પૂરી થતી નથી.

અર્જુન : તમે તો ત્યાં–કેમ, આપણે ત્યાં મળ્યા હતા ને? તમને-શૂદ્રને ગુરુ દ્રોણે વિદ્યા આપવાની ના પાડી, પછી તમે તો ચાલ્યા આવ્યા; અને હવે ગુરુ દ્રોણના શિષ્ય શી રીતે બન્યા?

એકલવ્ય : (શ્રદ્ધાથી) ગુરુ દ્રોણે જ મને વિદ્યાનું ખરું રહસ્ય શિખવાડ્યું. વિદ્યા જન્મે છે, અપાતી નથી.

અર્જુન : (વિષાદથી) એમ?—ત્યારે તમને પણ દ્રોણગુરુ વિદ્યાધ્યયન કરાવે છે?

એકલવ્ય : (દૃઢ આત્મબળથી) હા.

અર્જુન : ગુરુ દ્રોણે શું કહ્યું છે? ધનુર્વિદ્યા સાધ્ય થઈ ક્યારે કહેવાય?

એકલવ્ય : ઊંઘમાંથી ઊઠીને ફેંકેલું બાણ, મેઘલી જામી હોય તેવી અંધારી રાત્રે પણ આગિયાને વીંધી નાખે ત્યારે.

અર્જુન :
ભીમ : } હેં!

એકલવ્ય : (બોલ્યા વિના બાણ ફેંકવાં શરૂ કરે છે) દેવગુરુભ્યો નમોનમઃ–

[ દ્રોણની પ્રતિમાના ચરણ પાસે પડેલું ફૂલ, બાણ ફેંકીને તેના શિર પર ચઢાવી દે છે. અર્જુન-ભીમ આશ્ચર્યથી એકબીજા સામે જોઈ રહે છે ]

અર્જુન : (આશ્ચર્યથી) હવે તમારે શું બાકી રહ્યું છે?
ભીમ : ગદાની વિદ્યા તો નથી આવડતી ને?
એકલવ્ય : હજી તો ઘણું બાકી છે. હું તો માત્ર થાય તેટલો પ્રયત્ન કરું છું–પણ વિદ્યાનો મર્મ-જીવન સમર્પણ કર્યા વિના મળે જ નહિ. ગુરુ દ્રોણ કહે છે કે હજી આ તો છોકરાંને અભ્યાસ કરવાની મજા પડે માટે ગોઠવી કાઢેલી નાની નાની રમતો છે!
અર્જુન :
ભીમ : } (એકબીજા સામે આશ્ચર્યથી જૂએ છે. બન્ને સાથે જ બોલી ઊઠે છે) આવજો, આવજો. હસ્તિનાપુર. દ્રોણ ગુરુ પાસે નવો પાઠ લેવા આવો ત્યારે ગુપચુપ ચાલ્યા જતા નહિ.
એકલવ્ય : (હસીને) ગુરુ દ્રોણે મને દરેક પાઠ અને તેનું રહસ્ય લખી મોકલ્યાં છે!
અર્જુન : (બોલતાં અવાજ ફાટી જાય છે) હેં!

[બન્ને જાય છે]

## પ્રવેશ ૬ ઠ્ઠો

[દ્રોણ અને અર્જુન જંગલમાં ચાલતાં ચાલતાં]

અર્જુન : મેં એને બે વખત પૂછ્યું કે ગુરુ દ્રોણ તને શીખવે છે? અને તેણે બન્ને વખત હા કહી.
દ્રોણ : હા કહી?
અર્જુન : અરે એ ભીલ બાળકે તો એટલે સુધી કહ્યું કે ગુરુ દ્રોણે મને બધું લખી મોકલ્યું છે.

દ્રોણ : ખોટું બોલ્યો. અંતે શૂદ્ર ને!

અર્જુન : પણ ગુરુદેવ! તમે મને કહ્યું છે કે તારા કરતાં મોટો ધનુર્ધર કોઈ ન થાય, અશ્વત્થામા પણ નહિ—તો હવે એ વચન તમારે પાળવાનું છે.

[ચાલતાં ચાલતાં બન્ને જરા અટકી જાય છે]

અર્જુન : (કાન દઈને) સાંભળ્યો આ અવાજ?—કેવો ચાલ્યો આવે છે!

દ્રોણ : (કાન દઈને) અવાજ પાણીની માફક સતત ચાલ્યો આવે છે, એ તેં જોયું?—જાણે પોતે ભાથામાંથી તીર લેતો નથી, પણ કોઈ આગળ તીર ધરીને જ ઊભું છે, અને એ તો માત્ર એક પછી એક અખંડ તીરો જ છોડ્યે જાય છે!

અર્જુન : ગુરુદેવ! તે દિવસે તમે કહ્યું કે અભ્યાસ અને ગુરુકૃપાથી જ બધું સાધ્ય છેઃ ત્યારે આ ભીલકુમાર માત્ર અભ્યાસથી જ કુશળ બની શકે એ તો માન્યામાં નથી આવતું.

દ્રોણ : (ન સાંભળતા હોય તેમ) અ હા હા!

અર્જુન : શું? શું?

દ્રોણ : કોઈ યોગી ચિત્તના ખૂણાખાંચાની સઘળી બાબતો જેટલી સરળતાથી અને છતાં સંપૂર્ણતાથી સમજી શકે, તેટલી જ સરળતાથી આ ભીલ ધનુર્વિદ્યાની દરેકે દરેક બાબત સંપૂર્ણ સમજે છે. ધનુર્વિદ્યાને એણે કલાની જેમ પોતાના માનસિક વિકાસમાં સાધનરૂપ બનાવી છે. એ નર્યો લડવૈયો નથી લાગતો.

અર્જુન : એટલે જ તો ગુરુદેવ! હું તમને તેડી લાવ્યો. આપના વિદ્યાર્થીઓ કરતાં એ ચડી જાય તો તો આપનું વિદ્યાલય લાજે નાં!

દ્રોણ : ચાલ, આ જ રસ્તે ત્યાં પહોંચાશે કે?

અર્જુન : હા, હા, એ જ રસ્તો.

[બન્ને જાય છે]

## પ્રવેશ ૭ મો

[ગુરુ દ્રોણ અને અર્જુન દૂરથી એકલવ્યનો સતત અભ્યાસ જોઈ રહ્યા છે]

દ્રોણ : અર્જુન! આ તો એકલવ્ય છે. મેં એને ધનુર્વિદ્યા શીખવી જ નથી. એણે તને એમ કહ્યું કે મેં શીખવી છે?

અર્જુન : હા. એણે તો ચોખ્ખું કહ્યું કે હું ગુરુ દ્રોણનો જ શિષ્ય છું!

દ્રોણ : મારો શિષ્ય છે? (આશ્ચર્યથી ઊભા ઊભા જુએ છે.)

અર્જુન : તમે ગુરુદેવ! મને નથી કહ્યું કે મારી ધનુર્વિદ્યા એક, અજોડ ને અનન્ય બની રહેશે?

દ્રોણ : બની રહેશે એમ નહિ, અર્જુન, બની રહી છે!

અર્જુન : પણ—આ—એકલવ્ય—

દ્રોણ : આ ભીલકુમારને આટલું કોણે શીખવ્યું—છાનો છાનો સાંભળી તો નહિ ગયો હોય?

અર્જુન : વખતે એમ થયું હોય—ગમે તેમ—આપણે એને પૂછી જોઈએ!

દ્રોણ : તું અહીં થોભ, હું જાઉં છું.

અર્જુન : ગુરુદેવ ! મારા કરતાં વધે નહિ હો. હું તો તમારો વહાલો શિષ્ય—અને એ તો ભીલ !

દ્રોણ : એનો જ હું ઉપાય કરું છું.

[એકલવ્ય પાસે જાય છે]

દ્રોણ : એકલવ્ય ! મેં તને વિદ્યા ક્યારે શીખવી છે ? તારો ગુરુ હું છું ?

એકલવ્ય : (પ્રેમથી) ગુરુદેવ, પ્રણામ. તમારી માનસી પ્રતિમા મેં પૂજી છે. તમને ગુરુ માનીને મેં અભ્યાસ શરૂ કર્યો છે. તમે હમેશાં હાજર છો એમ માનીને મેં સાધના કરી છે.

દ્રોણ : હું હમેશાં તારી સમક્ષ હાજર છું ?

એકલવ્ય : હા. આપની પ્રતિમાને મેં દર ક્ષણે સવાલો પૂછ્યા છે અને દરેકના જવાબો મેળવ્યા છે ?

દ્રોણ : અને દરેકના જવાબો મેળવ્યા છે ?

એકલવ્ય : મેં જ્યારે જ્યારે ભૂલ કરી છે ત્યારે ત્યારે કેવી લાગણીભરી નિશાનીઓથી તમે એ સુધારી છે ! ગુરુદેવ, આપની કૃપા અસીમ છે.

દ્રોણ : મેં એ ભૂલો સુધારી છે ?

એકલવ્ય : હરઘડીએ ખાલી આકાશમાંથી તમારી નિશાની મને માર્ગદર્શન આપે છે. જાણે તમે ઊભા છો; એટલા જ આગ્રહી અને છતાં પ્રેમભર્યા; એવા જ દૃઢ અને છતાં દયાભર્યા: જાણે. . . .

દ્રોણ : એકલવ્ય ! તેં મારી વિદ્યા છાની રીતે ગ્રહણ કરી છે ? ચોરીછુપીને લીધી છે ?

એકલવ્ય : હા, ગુરુદેવ ! મેં છાની રીતે ગ્રહણ કરી છે: અને તમે પણ મને એકાંતમાં છાની રીતે જ શીખવી છે. જાણે આકાશમાંથી શબ્દરૂપે, ફૂલમાંથી સુગંધરૂપે, પવનમાંથી પ્રતિમારૂપે, સઘળે—તમે જ મને અનેક નિશાનીઓ વડે સમજાવી રહ્યા હો ! (પગમાં પડે છે, ઊભો થઈને ગદ્‌ગદ્‌) આપની માનસી પ્રતિમા મેં પૂજી છે. જ્યાં જ્યાં ન આવડયું ત્યાં ત્યાં પ્રતિમા સામે જોયું અને પ્રતિમાએ આંખની ઈશારતથી સઘળું સમજાવ્યું: છતાં ન સમજાયું તો જાણે હાથની નિશાનીથી બતાવ્યું: એમ છતાં ન સમજાયું, ત્યારે તો મારા હૃદયમાં વાંચી શકાય એવા સ્પષ્ટ શબ્દો તમે લખ્યા છે ગુરુદેવ !—(ફરી પગમાં પડે છે.)

દ્રોણ : આ મારી પ્રતિમા પાસેથી તું બધું શીખ્યો ?

એકલવ્ય : આપની માનસી મૂર્તિ—જે મેં અંતરમાં સાંગોપાંગ ઉતારી છે—એણે જ મને કહ્યું, કે દુનિયામાં નિરુત્સાહ ક્યાંય નથી: નિરુત્સાહ હૃદયમાં છે. એણે જ મને કહ્યું કે, નિરાશા ક્યાંય નથી, નિરાશા માત્ર અંતરમાં છે. એણે જ મને કહ્યું કે, અખંડ અભ્યાસીને અસાધ્ય એવું કાંઈ જ નથી. એણે કહ્યું તે પ્રમાણે જ હું વર્ત્યો છું, ગુરુદેવ !

દ્રોણ : ત્યારે તું મારો શિષ્ય છે એમ ?

એકલવ્ય : હા, ગુરુદેવ ! હું તમારો શિષ્ય છું.

દ્રોણ : તું મારી પાસેથી જ વિદ્યા શીખ્યો એમ ?

એકલવ્ય : આપે મને વિદ્યા આપી.

દ્રોણ : (સહસા) ત્યારે તો ભીલકુમાર! તું ગુરુદક્ષિણા આપ!

એકલવ્ય : (સજળ નેને) બોલો, ગુરુદેવ! શું આપું? જીવનપર્યંતની સેવા આપું? પ્રાણનો ખપ હોય તો પ્રાણ આપું—શું આપું?

દ્રોણ : બીજું કાંઈ નહિ—માત્ર તારા જમણા હાથનો અંગૂઠો!!

[ એકલવ્ય તરત ધરી દે છે ]

દ્રોણ : અરે, અરે, હાં, હાં—ઓ ભીલકુમાર! આ તું...

એકલવ્ય : (શાંતિથી) ગુરુદેવ! બીજું કાંઈ?—મારો હાથ આપું?

દ્રોણ : (સજળ નેને) આ..! એકલવ્ય! તું ભીલ નથી, શૂદ્ર નથી—શ્રદ્ધા છે. મારો શિષ્ય જ સર્વશ્રેષ્ઠ થાય એ અભિમાનમાં મેં સરસ્વતીની માનસી મૂર્તિને કલંક લગાડયું: જુવાન! હવે તું મને શાપ દે!

એકલવ્ય : (હાથ જોડે છે) આપની માનસી મૂર્તિએ ક્યારનો મને આશીર્વાદ દઈ દીધો છે, પ્રભુ! મારી આટલી નાની ભેટથી પણ જાણે આપનું અંતર હસ્યું એ જ મારે મન ઘણું છે.

દ્રોણ : ના ના, ભીલ! અરે! ભીલકુમાર! એમ નહિ, એમ નહિ, હવે તો તું મને શાપ દે! આટલો આ નાનો સરખો અંગૂઠો તો જાણે કોઈ મહાભયંકર ઉલ્કાપાતનું બીજ હોય એમ—

એમાં હું પ્રચંડ દાવાગ્નિ દેખુ છું. તું મને શાપ દે—શાપ દે, શાપ દે, એટલે ભવિષ્યના ભયંકર અંધકારમાં હું એકાદ ક્ષણ જોઈ શકું ! શાપ દે !

એકલવ્ય : ( હાથ જોડીને ) ગુરુદેવ ! આશીર્વાદ આપો. આ ડાબો હાથ કહે છે, ગુરુદેવને પ્રણામ કરીને મને કામમાં લે !

દ્રોણ : ઓ ભીલકુમાર ! તું માણસ નથી, તું દેવ છે. જા, મારો આશીર્વાદ છે—

[ લથડતે પગલે પાછા ફરવા માંડે છે. એકલવ્ય તેમના ચરણમાં પડે છે, તેના કપાળમાં જમણા હાથના અંગૂઠાનું લોહી ચાંદલારૂપે શોભી રહે છે. હાથ જોડીને તે ઊભો છે ]

દ્રોણ : ( પાછા ફરીને જોતાં—ચીસ પાડે છે ) આ . . . હા ! ભી લ કુ મા ર !

એકલવ્ય : ગુરુદેવ ! આજ્ઞા ?

દ્રોણ : ( બેબાકળા ) તારા કપાળમાં આ લોહીનો સ્પષ્ટ લેખ દેખાય છે ?

એકલવ્ય : કે—

દ્રોણ : વિદ્યાનું આ મિથ્યાભિમાન કુરુકુળનું નિકંદન કરશે. આ . . . હા—લોહીના અગ્નિ જેવા અક્ષરો આ દેખાય—હજી દેખાય—[ તે આંખ આડે હાથ ધરી દે છે. લથડતે પગલે ચાલે છે. ]

[ જાય છે ]

એકલવ્ય : ગુરુદેવ નમોનમઃ [ લાંબે હાથે બાણ ફેંકવાં શરૂ કરે છે. ]

દ્રોણ : ( બહાર આવતાં અર્જુનને નિહાળી રહે છે. )
અર્જુન !

અર્જુન : કેમ ગુરુદેવ !

દ્રોણ : ભીલકુમારે જમણા હાથનો અંગૂઠો કાપીને ચરણમાં ધરી દીધો.

અર્જુન : આહાહા !—ગુરુદેવ ! બસ હવે થયું નાં ! હવે તો હું સર્વશ્રેષ્ઠ—

દ્રોણ : (ગંભીરતાથી) અર્જુન ! પેલા આકાશમાં અગ્નિની જ્વાલા જેવા અક્ષરો જો !

અર્જુન : (શૂન્ય દૃષ્ટિએ આકાશમાં જુએ છે.) કાંઈ નથી !

દ્રોણ : પણ મને વિશ્વાસઘાતીને સ્પષ્ટ દેખાય છે. કુરુકુળના નિકંદનનું બીજ વવાઈ ગયું છે. કોઈ મહાભયંકર દાવાનલ જેવા યુદ્ધનો અવાજ દૂર દૂર ગાજતો મને સંભળાય છે !

અર્જુન : (વિહ્વળ બની શૂન્ય દૃષ્ટિએ ચારે તરફ જુએ છે. ) ગુરુદેવ ! અંધકારમાં શબ્દવેધી બાણ ફેંકું ?

દ્રોણ : (ધ્યાન વિના—એક જ સ્થિર દૃષ્ટિએ)—અને એ ભયંકર યુદ્ધમાં જાણે હું હણાઈ રહ્યો છું—

અર્જુન : (ભયથી) ગુરુદેવ !

દ્રોણ : (એજ સ્થિતિમાં) જાણે ભીષ્મ હણાય છે—જાણે હું હણાઉં છું—

અર્જુન : (ઉતાવળે) ગુરુદેવ ! ગુરુદેવ ! તમે ક્યાં છો ?—શું બોલો છો ? કોને હાથે હણાઓ છો ?

દ્રોણ : (સ્થિરતાથી કાંઈક સ્વસ્થ બનીને) તારે હાથે !

—મારું મૃત્યુ જાણે વિશ્વાસઘાતથી થઈ રહ્યું છે. કોઈ મહાભયંકર અપકીર્તિકર યુદ્ધમાં તારે હાથે જ-એટલે–પાંડવોને હાથે–મારું મૃત્યુ થશે.

અર્જુન : મારે હાથે ? ગુરુદેવ ! હું ?

દ્રોણ : ભલે દાવાનળ જેવા કોઈ ભયંકર યુદ્ધમાં મને આ વિશ્વાસઘાતનો બદલો મળો. અને મૃત્યુથી આ ડાઘ ધોવાઈ જાઓ. (એકદમ સ્વસ્થ બનતાં) ચાલો, હવે ચાલો, મોડું થાય છે.

અર્જુન : ગુરુદેવ ! ભીલકુમાર કરતાં આપણે શ્રેષ્ઠ થયા એ તમે કેમ ભૂલો છો ?

દ્રોણ : ચાલ, ભાઈ! ચાલ, હવે હસ્તિનાપુર પહોંચી જઈએ. તું મોટો યોદ્ધો હશે, અર્જુન ! પણ ખરો યોદ્ધો નથી. એકલવ્ય તો એકલવીર છે અને રહેશે. તું બહુ બહુ તો મહત્ત્વાકાંક્ષી યોદ્ધો છે, પણ એ પુરુષોત્તમ છે.

[જાય છે]

# કલા—કવિતા

[ એક ઠઠ્ઠપ્રહસન ]

( નેમચંદ, મોતીચંદ, અને શેઠાણી )

[ નેમચંદ બેઠા બેઠા નામું લખે છે. ભાણિયો બેઠો બેઠો લીપ્ટન ચાના ડબ્બા પર આવતી 'ટીગલ' છોકરીની છબી મઢે છે ને જોયા કરે છે]

નેમચંદ : (નામું માંડતાં માંડતાં ઊંચું જોઈને) મોતિયા! માસ્ટડર્ હમણાં ભણાવવા આવશે. તું ઘડિક અગાઉથી તૈયાડ ઠ્ટો હો તો. અમને ટો માસ્ટડ ભણાવવા આવટા, ટાડે બાપાજી શિખામણ દેટા કે જો જો આપડે ડાહીમાના ડિકડા વાણિયા કેવાઈયે. તે, માસ્ટડને છો રૂપયા પગાડ આપીએ ટો પંદડ રૂપિયાનું ભણી કાઢીયે. આપણને માસ્ટડ સું છેતડી જાય?

મોતીચંદ : પણ બાપા, તમને ખબર પડતી કે પંદર રૂપિયાનું ભણ્યા છો?

[ નેમચંદ નામામાં ધ્યાન પરોવે છે, જવાબ આપતા નથી. ]

મોતીચંદ : હેં બાપા, કહું છું તમને કેમ ખબર પડતી કે માસિક છ રૂપિયા પગાર લઈ જાય છે ને પંદડ રૂપિયાનું ભણાવી જાય છે ? એવું તાજવું આવે છે ?

નેમચંદ : હોવે, કેમ નહિ ? મહિને મહિને સડવેઉં કાઢવાનું દીકડા જોવાનું–જો માસ્ટડે ઓછું ભણાવ્યું હોય ટો, અમાડા બાપા, માસ્ટડને કેડોસીનનો ડબો ખડીદી લાવવાનું કહેટા. એટલે પુડું કામ કડયું કહેવાય.

મોતીચંદ : બાપા, આ જોયું ? (પેલી છબી બતાવે છે)

નેમચંદ : (ઊંચું માથું કરીને) એ શું છે દીકડા ? શ્રી સુભડડાજી છે કે લખમીજી ?

મોતીચંદ : ના બાપા, આ તો લિપ્ટનની ‘ટી ગર્લ’ છે.

નેમચંદ : ટે, એ કોનાં પુતરી જી ? શડી લખમીજીનાં શું ઠાય ?

મોતીચંદ : બાપા, એ તો કાંઈ ખબર નથી, પણ માસ્તર સાહેબ મારી બા સાથે વાત કરતા હતા કે આપણે હવે ઘરને કળામય કરવું છે.

નેમચંદ : ઘરને કાળું કરવું છે ?–તાડા માસ્તડને કે’જે, કે તમારું મોં કાડું કરો ને તમારું ઘર કાડું કરો. અમાડે કાંઈ ઘડ કાડું નઠી કરવું.

મોતીચંદ : ના, બાપા ના, કાળું નહિ, ક ળા મ ય.

નેમચંદ : કડામય ? એ તારી કડામત શેમાં કડવાની છે ?

મોતીચંદ : માસ્તર એમ કહે છે કે ઘરમાં સારી છબીઓ ચોડવી. આછા ઝાંખા રંગની રોશની કરાવવી. રંગ પણ આછો કરાવવો.

નેમચંદ : હાં હાં, એમ બોલને. એ તો તાડી બાએ મને કહી રાખ્યું છે. ઘડને તો શણગાડવું એટલે તો મેં માઢુને મોકલીને કડામય છબીઓ બજાડમાંથી ખરીડાવી લીઢી. પછી મફ્ટના ભાવ ચઢી જાય. હમણાં હમણાં કડામય છબીચું લોક બહુ મઢાવે છે. લે હું ટને સાડી સાડી કડામય છબીઓ લાવી આપું.

[ જાય છે ]

[ મોતીયો લીપ્ટનની 'ટી ગર્લ' ભીંત ઉપર ને ચારે તરફ ચોડવા માંડે છે ]

મોતીચંદ : આજ માસ્તર સાહેબ ખુશી થશે, હવે બાપાજીનો ખંડ તો કળામય બની ગયો–હવે મારી બાનો—

[ પડદા પાછળથી અવાજ આવે છે. ]

ને. વહુ : તમે હજી આવા ને આવા રહ્યા. હજી તમને ખબર પડતી નથી કે આ છબીઓ બહુ જ નકામી ગણાય છે.

[ બન્ને પ્રવેશ કરે છે. નેમચંદના હાથમાં 'ટી ગર્લ્સ' લાઈટ રોઝના કૃષ્ણ વગેરે છે.]

નેમચંદ : અરે, પણ તમે આકડાં કાં ઠાઓ ? આ છબીઓ આપણો માઢુ દોઢ ડઝન લેખે લાવ્યો છે. કયાં ગયો માઢુ—એલા માઢુ—મેં સાડી જોઈને ખડીદાવી લીધી છે.

[ માધુ પ્રવેશ કરે છે. ]

માધુ : બા સાહેબ, કાલવાળા, શબ્દચિત્રકાર ટેહમૂલજી

આવ્યા છે અને આપને મળવા માગે છે. અને ( મોતિયાને ) માસ્તર સાહેબ, તમને ભણવા બોલાવે છે.

ને. વહુ : તેને દીવાનખંડમાં બેસાર.

માધુ : સારું.

[ બન્ને જાય છે ]

ને. વહુ : જુઓ, હું તમને એક વાત કહું.

નેમચંદ : હા શું બોલો ને !–આ છબી–( કૃષ્ણની છબી બતાવીને ) સારી કડામય છે એટલે એને દરવાજે ચોડાવશું ?

ને. વહુ : જુઓ, આમાં તમે કાંઈ સમજતા નથી. ચિત્ર-કરા કઈ કહેવાય, ખબર છે ?

નેમચંદ : (બાઘા જેવો આમ તેમ જુએ છે.) પેલા શબડ ચિતડકાર—

ને. વહુ : અરે, શબ્દચિત્રકાર એટલે તો કવિ.

નેમચંદ : તે આ લોકો ડવિ ને કવિ ને એવું કહે છે, ને કેહ છે કે કવિ લોક પત્થડને હીડા ગણે છે.

ને. વહુ : હા. એ આ કવિજન. પણ તમે સાંભળો. આપણું ઘર હવે ઘણું સંસ્કારી ગણાય છે. સૌ ધારે છે કે આપણે સંસ્કારી છીએ–એટલે તમારે, જુઓ, આવી છબીનાં વખાણ કરવાં–( છબીઓ રવિવર્માની બતાવે છે ) આમાં કરા છે એમ કહેવું. અને તમારી આ છબીઓ છે નાં, તેને નકામી છે એમ કહેવું.

નેમચંદ : જડાક મને ફૂડી કહે જો–આ લખમીજીને ખડાબ

કેવાં ( હીપ્ટનની ' ટી ગર્લ ' બતાવે છે.)

ને. વહુ : એ લખમીજી ક્યાં છે ? એ તે કાંઈ છબી છે ?

નેમચંદ : હા. હા, આ તો છબી નહી. ( તેના હાથમાંની રવિવર્માની છબીને લે છે ) આ છબી કહેવાય. પણ શેઠાણી, હવે ટમે આવી આ કડાની વાટમાં બહુ આગડ વઢી ગયાં છો.

ને. વહુ : હવે જુઓ, આપણે ટેહમુલજીને મળવા જઇએ ત્યારે તમે એની કવિતા સમજતા હો તેમ ડોકું ધૂણાવજો. એ બહુ સારા કવિ છે, સમજ્યા ? સારા કવિ કોને કહેવાય એ કાંઈ તમને ખબર છે ?

નેમચંદ : ના.

ને. વહુ : એટલે મને ખબર છે. જુઓ આ ચિત્ર (ચિત્ર બતાવે છે) સારું કહેવાય સમજ્યા ?–પછી હમણાં આપણે જે કવિતા સાંભળીએ તે કવિતા કહેવાય. અને આવી ચીજોને સારી કહેવાથી આપણે સંસ્કારી કહેવાઇએ સમજ્યા ? આપણું ઘર સુશિક્ષિત ગણાય ! આપણે કરાપ્રેમી કહેવાઈએ સમજ્યા ? —લ્યો, હવે ચાલો.

[ બન્ને જાય છે ]

[ બન્ને જણા ફરી પ્રવેશ કરે છે સાથે શબ્દચિત્રકાર ટેહમૂલજી છે.]

નેમચંદ : ટેહમુલજી ! ટમને પણ કડાનો શોખ ખડો કે ?

ને. વહુ : એ તો પોતે જ કવિ ચિત્રકાર કરાકાર છે ને ! શોખ ન હોય ?

નેમચંદ : પણ હમણાં હમણાંમાં લોકોને કડાની ખબડ જ નહી પડતી.

ને. વહુ : એ તે ક્યાંથી પડે? આપણું ઘર આટલું સંસ્કારી છે ત્યારે કાંઈક કાંઈક ખબર પડે છે.

નેમચંદ : મને કડા ઉપર ટેહમુલજી! શું છે, પણ અનહડ પ્રીતિ! અ ન હ ડ જ હો.

ને. વહુ : હા. કેમ તે દિવસે પોતાને ઘણું કામ હતું છતાં ઠેઠ જાવાના ટાપુની કરા જોઇ આવ્યા! જાવાના ટાપુમાં એક કરાનો બગીચો છે એ તમને ખબર છે નાં?

ટેહમુલજી : જી, અમે લોક ટૉ—

ને. વહુ : ના. પણ તેમાં તમારો વાંક નથી. કરા વિષય જ એવો છે કે તેમાં મને અને શેઠને કાંઈક સમજણ પડે છે. એ વિષય જ એવો છે, હમણાં જ ઈરાનની કરાના નમૂના—

નેમચંદ : હા. આપણે જોયા એ કે? એ ઈડાનની કડા તો ઈડાનની

ટેહમુલજી : એ તો સા'બ! અમે પણ અસલ ઈરાનના વટની.

નેમચંદ : એમ?

ને. વહુ : હાસ્તો. એ લોકોને આંહી આવ્યે બહુ તો— તમે એકવીસમી સદીમાં મને લાગે છે, આંહી આવ્યા?—એ વખતે ખંભાતમાં સમુદ્રગુપ્ત—

નેમચંદ : હા, હા, સમુડર ગુપત કંસાડી ગુપત—

ને. વહુ : કનિષ્કનો પુત્ર!

નેમચંદ : હા. હા. તમારું વટન ઈડાનમાં કાં ?

ટેહમુલજી : હા જી. મેં માદર વતની એક કવિટા બી જોડીછ. વટનની જમીનનું વર્ણન છ.

'ઝરા વહેછ ને લઈ લે છ ઠાક
કે જોઈને આંખો ઠાય છે મઘન,
પંખીઓ બી મીથું ગાનું કરે,
ને જીગરમાં ખોસાલી પેદા કરે.

નેમચંદ : ઓ હો હો ! આ ટમાડી કવિટા બહુ સાડી ચીજ છે.

ટેહમુલજી : જી મુંને મુરથી જ કવિટાનો સોખ. કવિટા થ્યા વિના ખોસાલી નો રેહે. અમાડા દેશમાં સહુ લોક ઉડીયોગી છે, એનું વરણુન આવે છે.

ને. વહુ : શેઠજીને કવિતા બહુ જ પસંદ છે.

ટેહમુલજી : હાં જી. રસિક નર છે ને !

આલસ કે' મુને ટું સુઈ રે પલંગ
મરઘો પોકારી કહે છે કરે નો સંગ,
એવી ટેહમુલજી બેઉની રસાકસી
કે મરઘાથી આલસ લાઈલાજ ફસી.

નેમચંદ : બહુ સડસ છે. બહુ !

ટેહમુલજી : સાહેબ, માડી કવિટાનો સંગ્રડહ છપાય છે, એમાં આપનું મુબાડક નામ મૂકવાની મુંને ખાયેસ છ.

નેમચંદ : ટેહમુલજી ! મૂકજો ને એમાં કાંઈ વાંઢો નથી. નામની જાહેડાટ એ તો સાડી કહેવાય.

ટેહમુલજી : આપડા શે'ડનું વરણુન બી આવ છ. આપડા શેડનું વરનન સાંભલો.

ડરિયાને ખંભે ચોડાસી બંદર,
રટન છે થોદ પણ ત્યાં વસે પંદડ.
મસીદો અગીઆરી અમાસા અંડર
છેવટનો અસલોક બી એઠિય સુંદડ છ.
ઓ ટું શેઠજી પવિડટ ને પાક,
બોલટાં હવે મને લાયગો છે દાક.
ટેમુલજી ટખડુકજી બેસી હું જાઉં,
કે લેખકાન લેખક હું અવલ કેવાઉં !

ને. વહુ : કવિતા તો બહુ સારી કરી છે.

નેમચંદ : હા. મૂકજો મૂકજો મૂકજો–નામની જાહેટાડ ટો સાડી—

ટેમુલજી : અને પ્રેસનું બીલ બી પાંચસો–સાટસો–ઠાય—

નેમચંદ : હા, તે ગમે ટે ઠાય ને, અમને એવી બીલમાં બહુ સમજ ન પડે.

ટેમુલજી : પણ ટો પછી સા'બ કાંઈક રકમ અગાઉથી મડવાની ?

નેમચંદ : રકમ ? જુઓ, ટેમુલજી ! અમને એવી રકમ ને એવી વાટ ના કરતા. ટમટારે કડાની કવિટાની વાત કડો. એનો મને અનહડ સોખ છે.

ને. વહુ : મિ. ટેહમુલજી ! શેઠજીને જૂની કળાનો શોખ છે. નવી કવિતા એમને નહિ ગમે.

નેમચંદ : હા. હા. જૂની કડાનો મને અનહડ શોખ— ટમાડે ત્યાં હોય તો ટમટાડે લાવજો.

ટેહમુલજી : ઠીક સા'બ ! ત્યારે હું જાઉં છું.

નેમચંદ : હા, હા. ભલે. પણ પાછા આવજો હો. એમને

કવિટાનો ને મને જૂની કડાનો બહુ જ સોખ છે.

[ટિહમુલજી જાય છે]

ને વહુ : લોકોને માગવાની ટેવ પડી છે. એકલી કરાની વાતો કરતા હોય તો શું થાય ?

નેમચંદ : પછી આપડા લોકનું દુખ જ એ છે, પણ આ માસ્ટરને પણ ઘેલું લાગ્યું છે. કડા કડા કરીને આપણા મોતિયાને ક્યાંક બગાડે નહિ ?

ને. વહુ : એમાં કાંઈ નહિ – કરાની વાતો તો સૌ કરે છે. આજે એવી વાતો કરવી જ જોઈએ. જુઓને, પેલાં ચિત્રો–અને તેમની કરા વિષે આજે વાતો કરવાની છે. કરાની વાતો રસિક તો ઘણી જ છે.

નેમચંદ : હાસ્ટો. કડાની વાટોમાં મને તો અનહડ્ડ આનંદ આવે છે. કડાની વાતું ઈ તો કડાની વાતું,

[છોકરો પ્રવેશ કરે છે]

નેમચંદ : કેમ મોતીચંદ ! માસ્તર ગયા ?

મોતીચંદ : આજે તો તેમણે કહ્યું કે ઈંગ્લેંડમાં એક ચિત્ર પચાસ હજાર રૂપિયે વેચાયું !

નેમચંદ : અડડડ ! લ્યો–લ્યો–મેં ટમને નોટું કયું ?–આ માસ્ટડ મોટીયાના પૈસા બઢાય છબીયુંમાં ચોડાવશે અને વ્યાજ ખોવડાવશે.

ને. વહુ : ના, પણ એવી વાતોમાં શું વાંધો છે ? મોતીચંદ, સાચી વાત છે. એ તો ઈંગ્લંડના લોકો એટલા જડ છે કે ચિત્રની કિમ્મત પૈસાથી કરે છે. આપણા લોકો તો જાણે જ કે કરાની કિમ્મત પૈસાથી થાય જ નહિ. એ તો અમૂલ્ય જ ગણાય.

નેમચંદ : હાં એ ટમે ઠીક કર્યુ ! લ્યો, હવે ટમે આજ સાડી સાડી છબિયું કાઢીને આપડું ઘડ કડામય કરો. આપણે પણ વહેવાડમાં તો ડ'-વું જોઈ યે નાં ? એમાં કાંઈ ચાલે ? પણ છબી વિનાનું ઘડ તો ભૂંડું લાગે-ને પછી કોઈ ડિકડીને ચાંદલો ન કરે ટો—હું નામું માંડી લઉં. દોઢ જંઈ તો માદુએ છબીમાં જ ખડચ્યો છે. એ નોંઢવાનો બાકી છે.

મોતીચંદ : બા, ચાલો જમવા આપો મારે જવું છે—

[જાય છે]

નેમચંદ : મોટીયા !

મોતીચંદ : (જતો જતો) મારે નિશાળે જવું છે બાપા !

[ચાલ્યો જાય છે]

# લવ—કુશ

[ કુશ પ્રવેશ કરે છે ]

**કુશ :** લવ, એ ભાઈ, લવ ! તું ક્યાં છે ?–

[ જવાબ મળતો નથી. ઘડીભર થોભીને ]

આકાશ બાણોથી છવાઈ ગયું છે. ચારે દિશામાં અંધકાર થઈ ગયો છે. સૈન્યનો ભયંકર કોલાહલ સંભળાય છે. આકાશમાં વીજળીની માફક શસ્ત્રો ચમકી રહ્યાં છે. પણ લ....વ નો ક્યાંય પતો નથી ? મને આંહી મૂકીને પોતે એકલો લડવા ચાલ્યો ગયો, પણ એ એકલો અસંખ્ય સૈનિકો સામે શી રીતે લડશે ? પર્ણકુટીમાં માતા ગભરાઈ ગયાં હશે. મને એકલો પાછો ફરેલો જોઇને તેમનું હૃદય ફાટી જશે. પણ હું હવે લવને ક્યાં શોધું ?–એ લ....વ....ભાઈ !....પાછો આવતો રે' આપણી મા રાહ જોઈ રહ્યાં હશે.

[ લવ પ્રવેશ કરે છે ]

**કુશ :** ભાઈ ! ભાઈ !

[ કુશ દોડીને તેને ભેટે છે ]

**કુશ :** યુદ્ધના શા સમાચાર છે ?

**લવ :** (હર્ષથી) રણમાં તો જય મેળવ્યો છે. સૈનિકોને પિંખી નાખ્યા છે. સેનાપતિને મૂર્છા આવી છે. એવો બેભાન

થઈ ગયો છે કે ત્રણ દિવસ સુધી તો હાલી ચાલી શકે તેમ નથી.

કુશ : ચાલો, ચાલો. ત્યારે આ વિજય-સમાચાર માતાને આપીએ.

લવ : ના........હવે માતા પાસે જવાનું નથી. પણ કુશ, તું માતા પાસે જા, અને તેમના ચરણકમળમાં, હજાર વાર મારા પ્રણામ કહેજે.

કુશ : અને તું ?........

લવ : હું ? હું હવે અયોધ્યા જવાનો છું.

કુશ : અયોધ્યા જઈ ને શું કરવું છે ? અરે ભાઈ આપણી મા-

લવ : યજ્ઞનો અશ્વ આંહી બંધાઈ ગયો છે, એ સમાચાર અયોધ્યામાં કોણ આપશે ?-એક પણ સૈનિક અયોધ્યા પહોંચે તેમ નથી. એટલે હું જ યજ્ઞના ઘોડા પર બેસીને સમાચાર દેવા જાઉં છું. અને કુશ ?........તને મારા મનની એક વાત કહું ?

કુશ : ભાઈ, આપણી માતા ખૂબ રોતી હશે. એક વખત તેને મળીએ, પછી ત્યાં તું વાત કરજે.

લવ : ના. ના. ના. માતાના ચરણમાં હજાર હજાર પ્રણામ કહેજે. પણ મારા મનની વાત સાચી પડે છે, ત્યારે પાછા ફરવાની વાત નહિ.

કુશ : તારા મનની શી વાત છે ?

લવ : ઋષિએ વાત કહી હતી તે યાદ છે ? ગંગાના જેવી પવિત્ર સરયૂ નદી પર, ઇંદ્રપુરી જેવું અયોધ્યા ગામ છે. ત્યાં દેવના પણ દેવ જેવો, રઘુવીર, રામચંદ્ર રાજ કરે છે....

કુશ : હા, હા, એ રામચંદ્રે તો આપણી માતાને તજી દીધાં છે !

લવ : ત્યારે, મારે એ રઘુવીરને, એ નરમણિને, જરાક જોવા છે, જેણે વિનાદોષે, આપણી જનનીને જંગલમાં કાઢ્યાં તે રઘુવીરને. જ્યારે જ્યારે અયોધ્યાને સંભારીને સીતાદેવીને રડતાં જોઉં છું ત્યારે મને શું થાય છે, ખબર છે ? મને એમ થાયછે કે મારી માને વિના અપરાધે, રડતી કકળતી, જંગલમાં તજી દેનાર, એ રઘુવીરને જરાક નિરખીને જોઈ લઉં ?–જોઉં તો ખરો કે આ રઘુવીરમાં આટલું પરાક્રમ ક્યાંથી ?

કુશ : ભાઈ, ભાઈ, આપણી વ્યાકુળ માતાને છોડીને તું ન જાય તો ? તેને કોણ આશ્વાસન દેશે ?

લવ : માતાને તું સંભાળજે. માતાને અન્યાય દેનાર રઘુવીરને હું સંભાળીશ.

કુશ : તું અયોધ્યાનો વૈભવ જોઈને અમને ભૂલી તો નહિ જાય નાં ? ક્યાંક માતાની પર્ણકૂટી પર વૈરાગ્ય આવે નહિ ?

લવ : ભૂલું ?–માતાની પર્ણકૂટી ભૂલું ? હું તો રઘુવીરને નરશ્રેષ્ઠ રઘુપતિને–એના મહેલમાંથી બહાર લાવવા જાઉં છું !

# કર્ણ—કુન્તી

[ કર્ણ પ્રવેશ કરે છે, દૂર દૂર ઘેરા અંધારામાં પાંડવ–કૌરવના શિબિર દેખાય છે, એકાદ જગ્યાએ નાનું સરખું તાપણું બળે છેઃ પાછળ જમનાનાં ગંભીર જળ ચાલ્યાં જાય છે. ]

કર્ણ : (વિચારમય ચિંતનમાં થોડીવાર ફરે છે) આજે મારું હૃદય કેમ પાણી પાણી થઈને વહી જાય છે ? એમ થાય છે કે જાણે એકલો એકાંતમાં રુદન કરું. કાલે તો પૃથ્વીએ ક્યારે ય નહિ જોયેલું એવું ભયંકર યુદ્ધ થશે; હજારો યોદ્ધાઓ રણમાં પડશે; ગાંડીવના બળનું માપ નીકળશે: ત્યારે આજે મારામાં યુદ્ધના ઉત્સાહને બદલે આવી ભયંકર શૂન્યતા એકાએક ક્યાંથી ઊગી નીકળી ?....જાણે પૃથ્વી પણ રાત્રિના પડદા પાછળ પોતાનું છાનું રુદન કરી રહી છે....પેલું જંગલ ઇશારત કરીને મને બોલાવી રહ્યું છે.

[ પાછળ કુંતી પડછાયાની જેમ પસાર થાય છે. કર્ણ ચમકીને, ]

કોઈ ગયું ! જાણે કોઈ પસાર થયું ! આવી ઘોર કાળી અંધારી રાતે, અને યુદ્ધના મેદાનમાં કોઈ સ્ત્રીનો પડછાયો દેખાયો; એ કોણ હશે ?....( તાકીને

જતા પડછાયાને જોઈ રહે છે) ....એ....જા....ય. સ્વપ્નાની માફક એ તો સરી ગયું...કોણ હોઈ શકે ?

[ પાછળથી ગુપચુપ કુન્તી પ્રવેશ કરે છે. તેણે અંધારપછેડો ઓઢયો છે. ]

કુન્તી : ક....ર્ણ....કર્ણ ! દાનેશ્વરી કર્ણ !

કર્ણ : ( અચાનક પાછું જુએ છે ) આ....હા ! આ કોણ ? તમે કોણ ? કોણ છો ?

કુન્તી : ( રાત્રિનો વેષ ફેંકી દે છે ) મને ન ઓળખી ? હું કુન્તી–અર્જુનની માતા !

કર્ણ : તમે કુંતી માતા ? માતા ! અત્યારે આંહી યુદ્ધ-ભૂમિમાં તમે કયાંથી ?

કુન્તી : ( ધીમે ધીમે ) એક ભિક્ષા લેવા આવી છું: તારી દાનેશરીની પરીક્ષા લેવા આવી છું. ઠાલે હાથે પાછી તો નહિ વાળે કે ?

કર્ણ : ( ફિક્કું હસે છે ) માતા, તમારે રાજમાતાને ભિક્ષા માગવાની હોય ? પ....ણ ભલે, કર્ણે ન આપ્યું એમ તો ન કહેવાય. માગી લો. ગમે તે માગી લો, માત્ર બે વસ્તુ ન માગતા.

કુન્તી : શી ?

કર્ણ : એક મારું પૌરુષ, બીજો મારો ધર્મ. ત્રીજું ગમે તે માગી લો.

કુન્તી : ( વિહ્‌વળતાથી ) ક....ર્ણ ! ( પ્રેમભર્યા અવાજે ધીમે ) બે....ટા !

કર્ણ : ( આશ્ચર્યચકિત થઈને ) બેટા ?....શું તમે મને બેટા કહ્યું ? બોલો બોલો મા, બોલો, એ મધુરી

વાણી ફરી વાર બોલો: તમારી એ વાણી અંતર ભેદીને ભૂતકાળની કોઇ મનોરમ સ્વપ્નસૃષ્ટિમાં મને દોરી જાય છે.

કુન્તી : કર્ણ....બેટા ! તું સાચે જ મારો દીકરો છે !

કર્ણ : (સ્તબ્ધ બનીને ઊભો રહે છે) શું હું સાચે જ તમારો દીકરો છું ? હું રાધેય નથી ?

કુન્તી : (ગદ્‌ગદ્‌) બેટા, તું રાધેય નથી. તું કૌંતેય છે. પેલી વાત તને યાદ છે, કર્ણ ! પેલી હસ્તિનાપુરમાં થયેલા અસ્ત્ર પરીક્ષાના દિવસની ? 'રાજવંશી સિવાય બીજો કોઈ અર્જુન સામે લડી શકે નહિ' એવું મેણું જ્યારે કૃપાચાર્યે દીધું ત્યારે તું જે પુરુષત્વ ભરેલી દીનતાથી ઊભો રહ્યો તેનાથી મારું હૃદય કોરાઈ ગયું છે. તારી એ મૂર્તિ મારાથી કોઈ દિવસ અળગી થઈ નથી. સ્વપ્નમાં પણ એ જ વીરતાભરેલી અડગ પ્રતિમા મેં જોઈ છે. કર્ણ ! બેટા ! દીકરા ! તું રાજવંશી છે. તું મારો પુત્ર છે. અર્જુનનો મોટો ભાઈ છે. આવ, બાપુ આવ, મારી સાથે આજે પાછો ઘેર ચાલ.

કર્ણ : (મોહ ભરેલા આકર્ષણમાં પડ્યો હોય તેમ બોલે છે) આપણે ઘેર ? આપણું ઘર ક્યાં છે ?

કુન્તી : (હાથ વતી બતાવતી) જો, દૂર પેલા દીવા દેખાય— સુંદર તારાની માળા પૃથ્વીએ પહેરી હોય તેવા. ચાલ ત્યાં જઈએ ! પાંડવોના શિબિરમાં !

કર્ણ : (મોહભરેલા આકર્ષણથી છૂટો થતો હોય તેમ) તમારા ઘરમાં પગ મેલવાનો મારો અધિકાર ?

તમારા પુત્રોનું રાજ મેં ખોવરાવ્યું, હવે શું પાછો એમના માતૃપ્રેમમાં પણ ભાગ પડાવું? મને અધિકાર શો?–હું શા માટે એમ કરું?

કુન્તી : પાછો આવ, બેટા, નિર્ભય બનીને આપણે ઘેર આવ. જનેતાનું એટલું કહ્યું માન. તારું સાચું સ્થાન આ જનેતાના ખોળામાં છે.

કર્ણ : (ગદ્‌ગદ) તમારાં વેણ સાંભળું છું. તમે મને રમાડી રહ્યાં છો. જાણે હું બાળક બનીને કિલકિલાટ હસું છું. તમે એ નિર્દોષ હાસ્ય જોઈ રહ્યાં છો. મા! ઓ મા! મને પાછો નાનો કર્ણ કરીને રમાડો. મને મોટો મટાડી દો!

કુન્તી : (સજળ નયને કર્ણને છાતી સરસો ચાંપે છે) ચાલ, મારી સાથે ચાલ.

[ કર્ણ ઘડીભર સ્તબ્ધ બની ઊભો રહે છે. ઊંડા ચિંતનમાંથી જાગતો હોય તેમ ડોકું ધુણાવે છે ]

કુન્તી : દીકરા! ચાલ આપણે જઈએ!

કર્ણ : મા!....અ રે રે! તમે મને તે દિવસે તરછોડયો ન હોત. આજ છેલ્લી રાત્રિએ–આટલાં મોડાં મોડાં–તમે મને તમારો કરવા આવ્યાં છો....પણ બોલો, મને માનહીન કુલહીન માતૃહીન કાં બનાવ્યો?

કુન્તી : ( ગભરાટથી ) કર્ણ બેટા, તું રાજવંશી છે. તું જ રાજ્યનો માલિક છે.

કર્ણ : સાચું મા, સાચું. હું રાજવંશી છું અને રાજવંશી નથી. રાજવંશી થવામાં એવી બડી મજા પણ

શી છે ? મા, હું તો અધિરથ સારથીનું જ સંતાન છું. હું તો રાધાનો જ પુત્ર છું. મારે હવે રાજને શું કરવું છે ?–આજે આટલું મોડું, છેક છેલ્લી ઘડીએ મારે અશ્વર્યને પણ શું કરવું છે ?–માત્ર, તમે મને તે દિવસે તજી દીધો ન હોત....

કુન્તી : બેટા કર્ણ, સઘળી હીનતા છોડી દે. તું ચક્રવર્તી બની પાછો સિંહાસને ચઢી જા.

કર્ણ : સિંહાસન ?–તમારા માતૃસ્નેહ માટે નહિ અને સિંહાસન માટે હું તમારી સાથે ચાલી નીકળું ? આજે છેલ્લી ઘડીએ કૌરવોનો પક્ષ છાંડું ? સ્નેહની ગાંઠ તોડું ? મૈત્રી તજું ? કૃતઘ્ની બનું ? પુરુષત્વ તજું ? ધર્મ ભૂલું ?

કુન્તી : (ગભરાટમાં) અ રે રે ! તે અંધારી રાત આજ સાંભરે છે. તે દિવસે વીજળી ઝબૂકી રહી હતી. ઘનઘોર આકાશમાં ભયંકર વાદળાં છવાયાં હતાં.... તે દિવસનો સંબંધ જાણે આજની સાથે હોય તેમ કોઈ ભયંકર અંધકારના માર્ગેથી ઊતરીને પાંડવોને હણી નાખનારી તારી વીરમૂર્તિ હું જોઈ રહી છું. કોને ખબર હતી કે માતાએ નિરાધાર મૂકેલો બાળક સગા બાંધવોને સંહારીને શત્રુઓને વિજય અપાવશે.

કર્ણ : (ડોક ધુણાવતે ધુણાવતે) નિર્ભય રહેજો મા, નિર્ભય રહેજો. આ યુદ્ધના પરિણામની મને ખબર છે, જ્યાં કૃષ્ણ છે–ત્યાં જ વિજય આવવાનો છે. જુઓને પેલા દૂર દૂરના કૌરવના શિબિરના નિસ્તેજ દીપક

યુદ્ધનું ભવિષ્ય કહી રહ્યા છે. પણ ભલે અમારો પરાજય થાય. ભલે કૌરવો હારે, ભલે પાંડવો જીતે. હું જયમાં માનતો નથી. પરાજયથી ગભરાતો નથી, મને તો મારી પોતાની જીવનકથામાંથી જ મળેલું એક પરમ સત્ય દોરી રહ્યું છે: પુરુષાર્થ: પુરુષાર્થ: માતા, તે અંધારી રાત્રિએ જેવી રીતે તમે મને તજી દીધો, તેમ આજે પણ મને એકલો અંધકારમાં ભટકવા, જંગલમાં કેડી શોધવા, ખડકમાં માર્ગ કાપવા છોડી દો,—હું એકલો યુદ્ધમાં ઘૂમીશ. વિજય, કીર્તિ, તમારો સ્નેહ કે પેલી સિંહાસનની લાલચ, કોઈ મને પુરુષાર્થથી ભ્રષ્ટ ન કરે એટલો જ આશીર્વાદ આપતાં જાઓ! ....જુઓ, અમારા શિબિરનો શંખધ્વનિ મને બોલાવી રહ્યો છે....

[પ્રણામ કરીને જાય છે]

કુન્તી : (જતાં જતાં) જ્યારે જ્યારે સ્ત્રીઓ માતૃત્વ છોડશે ત્યારે ત્યારે પૃથ્વીમાં કુરુ કુળની કથા ફરી ફરીને પ્રગટ થશે.

# પરીક્ષાની પરીક્ષા

[ આસિ. કલેક્ટર મી. મુકુંદરાવનું દીવાનખાનું: એક તરફ ઇંગ્લીશ ઢબની આરામખુરશીઓ પડી છે: બીજી તરફ સોફામાં પડયો પડયો એક છોકરો વાંચે છે: અને ટેબલ પાસે ખુરશી પર બેઠા બેઠા મુકુંદરાવ કાંઈક લખે છે. ]

મુકુંદરાવ : (થોડી વારે) વામન, તારા પરિણામનો તાર આવ્યો કે ?

વામનરાવ : ના, બાપુજી, તાર નથી આવ્યો. કાલે છાપામાં જ મેટ્રીકનું પરિણામ આવશે તેમાં જોઈ લેશું, નાહકના તારના પૈસા કોણ ખર્ચે ?

મુકુંદરાવ : તમને પૈસા બચાવવા બહુ ગમે છે તે તો હું જાણું છું, પણ તેં કોઈને તાર કરવા કેમ કહ્યું નહિ ? કે પછી પાસ થવાની જ આશા નથી.

વામનરાવ : આ વખતે તો પેપર સહેલાં હતાં અને મારું લખેલું મારા દોસ્તો હમેશાં વખાણે છે. ને કહે છે કે તારી ખરી કદર આંહી નહિ થાય, પણ ઈંગ્લાંડમાં થશે.

મુકુંદરાવ : એ તો જાણે ઠીક. તમે ઈંગ્લંડમાં નામ કાઢો તેવા છો તે જાણ્યું. પણ તારા દોસ્તો વખાણે,

એ પરીક્ષકને બિચારાને શી રીતે ખબર પડે? એને શું ખબર પડે? એને શું ખબર કે તું મોટો લેખક છે માટે તને પાસ કરવો જોઈએ?

વામનરાવ : એમાં જ તો હું તમને કહું છું કે આંહીના પરીક્ષકો પેપરને હાથમાં તોળીને જોયા વિના માર્ક મૂકે છે. આપણા જેવાની શક્તિ ઇંગ્લંડ ગયા વિના પૂરેપૂરી બહાર આવે નહિ!

મુકુંદરાવ : હાસ્તો. ઇંગ્લંડમાં સૌ રાહ જોતા હશે કે ક્યારે વામનરાવ આવે, ને ક્યારે અમે ડીગ્રી આપી દઈએ! આવો શક્તિશાલી વિદ્યાર્થી એમને પણ બિચારાને ક્યાંથી મળે?

[વામનની મા સવિતા પડદામાં બોલે છે]

સવિતા : વામન! ભાઈ! પરીક્ષાનો તાર આવ્યો?

[પટાવાળો પ્રવેશ કરે છે—પ્રવેશ કરીને મુકુંદરાવને કહે છે, કે જજ્જ સાહેબ આવ્યા છે]

મુકુંદરાવ : દીવાનખાનામાં બેસારો, હું આવું છું.

[જાય છે.]

સવિતા : વામન! બેટા! તાર લઈને કોઈ આવ્યું કે નહિ?

વામન : (એક તરફ) હવે તાર લઈ ને કોણ કાકો આવવાનો હતો? તાર તો આ પડ્યો ખિસ્સામાં: ઠીક થયું ચોથી 'ટ્રાયલ'માં પણ નપાસ થયો તે.

સવિતા : વામન! શું તાર આવ્યો?

વામન : (મોટેથી) હજી તાર નથી આવ્યો, મા!-( એક તરફ) હવે પપાને કહેવાનું કે બાપુજી! ઇંગ્લંડ મોકલો તો પાસ થવાય—બાકી આંહીં તો

કોઈને પરીક્ષા લેતાં જ આવડતી નથી. પાટીદારના, ભાંમણનાં, ને એવાં એવાં ગોખણિયાં છોકરાંમાં આપણે તો થાકી જઈએ. બા ! સાળાને, બૂટની દોરી પણ ફેશનમાં બાંધતાં ન આવડે એવા બી એ. ને એમ. એ. થઈ જાય!—હડહડતો ગોખણજુગ છે નાં ?

[એટલામાં એક તરફનું બારણું ધીમેથી ખુલે છે. રસિકલાલ આવે છે. તેના હોઠ તાજા ચાવેલા પાનથી રાતા બન્યા છે; ને ખીસ્સામાં અરધો રૂમાલ બહાર લટકે છે. હાથમાં એક જેમ તેમ વાળી નાખેલી ચોપડી છે.]

રસિકલાલ : કાં વામન ?

[ વામન નાક આડે આંગળી ધરીને તેને થોડે દૂર ખેંચે છે.]

વામન : બોલ.

રસિકલાલ : તાર આવ્યો ?

વામન : તારો તાર આવ્યો ?

રસિક : હા.

વામન : આવેસ્તો. એ તો મને ખબર જ હતી, ગોખણિયા તો પાસ થાય જ. છેલ્લા ત્રણ દિવસ તો બહુ જ ગોખ્યું હતું. પણ હું તો કહું છું કે પાસ થવામાં કાંઈ જ નથી.

રસિક : પણ સાંભળ તો ખરો, મારો તાર નપાસ થવાનો આવ્યો છે !

વામન : (કૂદે છે) હાં, મને ખબર જ હતી, કે આપણા

જેવા ખરેખરા Genius- પ્રતિભાશાળી વિદ્યાર્થીઓ પાસ થાય જ નહિ. તું છેલ્લું અઠવાડિયું વાંચવા માંડયો ત્યારે મને બહુ લાગી આવ્યું હતું! એવી રીતે તું તારું તારાપણું ગુમાવી બેસત! ભાઈ!–

રસિક : પણ તારો તાર આવ્યો નથી?

વામન : આવ્યો છે ને? હું તો નાપાસ જ થાઉં છું. પાસ થયો હત, તો મારું ઈંગ્લેંડ જવાનું બગડત.

રસિક : કેમ?

વામન : કેમ શું? બાપાજી કહેત કે બેટમજી ભણો પ્રિવિયસમાં. કરો 'સાઈન એ' વધતા 'કોસ એ' અને આ તો કહેશું કે મોકલો ઇંગ્લેંડ તો ત્યાંની પરીક્ષામાં પાસ થઇ આવું!

રસિક : મારા બાપા મને મોકલે નહિ. એ તો હવે કહેશે કે લે ગજ ને કાતર ને ભરવા માંડી જા કાપડ: એ આપણું 'એમ. એ.'

વામન : એ તો તમને વેપારીને પોસાય. અમને ઊંચા મોભાદાર માણસોને એ પોસાય નહિ!–

રસિક : ખરચો બહુ થાય તો. નહિતર હું આવું.

વામન : એ તમારું વાણિયા–વેપારીનું કામ નહિ. આ અમારે સર્વિસ રહી, એટલે પોસાય. મારા બાપા, કાલે એક કામ કરે, ને પાંચ હજાર ઉપાડી લે–એ અમારે પોસાય, તમારું કામ નહિ.

રસિક : આ કાળમુખો તાર–(પોતાના ખીસ્સામાંથી તાર કાઢે છે) લાવ, દિવાસળી લાવ, એને સળગાવી દઈએ.

વામન : (દિવાસળી લાવતાં) લાવ, હું સળગાવું. (ઉખેડીને વાંચે છે, આશ્ચર્યથી) લે, તું તો પાસ થાય છે. એલા રસિક! મને બનાવે છે કે?

રસિક : હવે મશ્કરી રહેવા દે. લાવ સળગાવી મૂકીએ.

વામન : પણ આયાં તો 'યુ નૉટ ફેઈલ' છે. તમે નાપાસ નથી એમ લખ્યું છે.

રસિક : (સાશ્ચર્ય) હેં!

વામન : (ખિન્નતાથી) મને ખબર જ હતી, તું ગોખણિયો છે. ગોખણિયો પાસ થયા વિના રહે?

રસિક : (તાર લઈને આતુરતાથી વાંચે છે.) હા-શ. હું ઉતાવળમાં 'નૉટ' વાંચતાં જ ભૂલી ગયો.

વામન : એ તો એમ જ. બાકી, હવે તારામાં પ્રતિભા નથી એ સાબિત થયું. ગોખણિયો!

રસિક : એ....લા, હું નપાસ થાઉં ત્યારે પ્રતિભા આવે, ને પાસ થાઉં એટલે 'પ્રતિભા' નાસી જાય, એ તે ક્યાંનો ન્યાય? જો લે, આ તાર, મેં વાંચવામાં ભૂલ કરી હતી.

[વામન તાર હાથમાં લે છે, એટલામાં મુકુંદરાવ તેને બોલાવે છે.]

રસિક : ઠીક, લે, વામન, હું તને પછી મળીશ–

[જાય છે]

## પ્રવેશ ૨ જો

[જમવાનો ઓરડો: મુકુંદરાય જમવા બેઠા છે. સવિતા પીરસે છે: સામે વામન જમવા બેઠો છે]

મુકુંદ : બીજું બોલવાનું શું હતું?—એમની મરજી તો

સોળે સોળ આના છે, પણ વામનની પરીક્ષાનું પરિણામ આવે ત્યારે ખબર પડે નાં? અત્યારે એ પરિણામ જ જાણવા આવ્યા હતા. જો પરીક્ષામાં પાસ હોય તો, ચાંદલો તરત ' થઈ જાય' ને બન્નેનાં મન મળે માટે આજથી જ ચંદનને આંહીં મૂકી જવાની એમની ઇચ્છા હતી. કલાક પછી ચંદનને તેડીને જ આવવાના છે.

સવિતા : વામન, સાંભળે છે કે? તારો તાર આવે તો તરત એમને ખબર દેવાય.

મુકુંદ : પણ એણે તાર જ મંગાવ્યો નથી.

સવિતા : બેટા, તાર ન મંગાવીએ?—નવનિધરાય જેવું ઘર, ને ચંદન જેવી રૂપાળી શીળી છોકરી જાય, તો, પછી તો એવું મળતાં મળે.

મુકુંદ : હાસ્તો. ચંદન ભણેલી છે.

વામન : તારનું કહ્યું તો છે, બાપુજી! પણ વખતે ન આવે તો, એટલા માટે જ હું ના પાડતો હતો!

મુકુંદ : તો તો ઘડી બે ઘડીમાં જ આવવો જોઇએ.

[ વામન હાથ ધોઈને બહાર નીકળે છે, પટાવાળાને નિશાની કરે છે]

વામન : રઘુ! લે, આ તાર, (પેલો તાર આપે છે) ને પા કલાક પછી મારા બાપાજી સાથે હું દીવાનખાનામાં બેસું ત્યાં આવીને આપી જજે.

[ રઘુ સલામ કરીને તાર લે છે ]

વામન : ભૂલતો નહિ.

રઘુ : જી!

વામન : એને બરાબર બીડી દે.

રઘુ : જી !

વામન : આવવાનું ભૂલતો નહિ. બસ જા.

[ રઘુ જાય છે ]

વામન : ( એકલો ) 'આજનો લાવો લીજીયે રે કાલ કોણે દીઠી છે'!—એ કોણે લખ્યું છે?—હું જો પરીક્ષક હોઉં તો એ એક લીંટી લખવા માટે એને એમ. એ. ની ડીગ્રી આપી દઉં. પણ આજના પરીક્ષા લેનારા હવે મૂર્ખા પાક્યા છે. અરધો અરધ પરીક્ષકોને તો બૂટની દોરી પણ ફેશન ભરેલી રીતે બાંધતાં નહિ આવડતી હોય. ને એ બધા અમારા પરીક્ષકો ! શું જમાનો છે?—પણ જવા દે, કાલની વાત કાલ. આજે તો પાસ બનીને ચંદન સાથે ઓળખાણ જમાવી લઈએ.

[ એટલામાં મોટરનું ભૂંગળું વાગે છે, મુકુંદ-રાય ઉતાવળા ઉતાવળા, ધોતિયે હાથ લોતા આવે છે, 'વામન! નવનિધરાય જજ ને ચંદન આવ્યાં લાગે છે હો' એમ બોલતા દીવાનખાનામાં જાય છે. સવિતા પણ અધ-ખુલ્લા બારણામાં આવીને ઊભે છેઃ ]

સવિતા : કાં માડી, તાર આવ્યો ?

વામન : (કંટાળીને જતાં જતાં) આ ડોશીમા, તાર તાર જંખે છે, પણ હવે તાર આવે ક્યાંથી ? (મોટેથી) હા, હવે ઘડી બે ઘડીમાં તાર આવશે.

[ જાય છે ]

## પ્રવેશ ૩ જો

[ દીવાનખાનું ]

મુકુંદરાવ : ( પ્રવેશ કરતા રઘુને ) શું છે? તાર કોનો છે?
રઘુ : ભાઈ નો, ભાઈ ક્યાં છે?
મુકુંદ : વામન !

[ વામન પ્રવેશ કરે છે ]

મુકુંદ : ( રઘુ પાસેથી હાથ લાંબો કરી તાર લેતાં ) ક્યારે હમણાં આવ્યો?
રઘુ : જી, હા,
મુકુંદ : (વાંચે છે)–હ–લ્લો ! વામન–તું પાસ થાય છે.
વામન : ( કૂદે છે ) હેં !

[ એ જ વખતે નવનિધરાય ને ચંદન પ્રવેશ કરે છે. બન્ને 'ફેશનેબલ અપટુડેઇટ' ડ્રેસમાં છે.]

નવનિધ : હલ્લો ! મુકુંદરાવ ! ખુશખબર આવ્યા લાગે છે.
મુકુંદ : જી, હા, ઈશ્વરકૃપાથી વામન પાસ થાય છે.
નવનિધ : ( ચંદન તરફ ફરીને ) બેટા, પેલા વામનરાવ, તમે બન્ને હરો ફરો. વાતો કરો. અમે આંહી બેઠા છીએ.
મુકુંદ : વામન, ચંદનબાળાને બગીચો બતાવો.
વામન : જી, હા.

[ બન્ને બહાર જાય છે ]

નવનિધ : મુકુંદરાવ ! મને ખબર જ હતી કે તમારો વામન પાસ થશે જ.
મુકુંદ : ચોથી 'ટ્રાયલ' હતી, પણ એનામાં બીજી શક્તિ ઘણી છે.

નવનિધ : શક્તિશાળી છે, હું તો એની બૂટ પહેરવાની ઢબથી જ સમજ્યો હતો, કે તેમાં શક્તિ ઘણી છે, અને કહો ન કહો, પણ મુકુંદરાવ, મને 'પેન્ટ'માં ફરતાં છોકરાં બહુ જ ગમે છે. એ બધામાં શક્તિ બહુ જ હોય છે.

મુકુંદ : હા સ્તો, હાસ્તો.

નવનિધ : અને એટલે જ મેં ચંદનનું વેવિશાળ તમારા વામન સાથે કરવા નિશ્ચય કર્યો છે. તમારો શું મત છે.

મુકુંદ : હું એ વાત સોળેસોળ આના વધાવું છું. બાકી તો, આપણા કરતાં, એ છોકરાં પોતે જ સારું કરશે. પણ વામનને તો ઇંગ્લંડ જવાની બહુ ઈચ્છા છે.

નવનિધ : એ કાંઈ ખોટું નથી, આ દેશમાં શું બળ્યું છે? 'ઇંગ્લાંડ રીટર્ન્ડ' એ એક મોટો અધિકાર છે, અને ઇંગ્લંડથી આવેલા બધા માણસો હોશિયાર થઈ જાય છે! છો ઇંગ્લંડ જતો, ઘડાશે ઘડાશે.

મુકુંદ : પણ વખતે વંઠી જશે તો?

નવનિધ : તો ત્યાંના વંઠેલા પણ આંહી સારામાં ગણાશે. માટે જવા દો. ને પરણાવીને મોકલો એટલે પછી વાંધો નહિ.

મુકુંદ : હા, બસ, એ ખરું.

નવનિધ : એટલે મેં તમને ચંદનના વેવિશાળ વિષે કહ્યું છે, ને તમારો પણ મત છે. માટે એ નક્કી કરીને ખબર આપો. મારે કામ છે એટલે

અત્યારે તો હું જાઉં છું. અને ચંદનને પછી તેડાવી લઈશ. ઠીક ત્યારે-હલ્લો-સાહેબજી!

[ જાય છે ]

## પ્રવેશ ૪ થો

[ બગીચામાં ]

વામન : ચંદનબાળા: તમે ટેનીસ રમો છો કે?

ચંદન : બહુ 'નાઈસ, તો નહિ, પણ 'પ્લે' કરું ખરી.

વામન : તમારું ઈંગ્લીશ સારું લાગે છે!

ચંદન : બાપુજી પણ એમ જ કહે છે. ઘણી વખત મને 'આઈડીયા બી' ઈંગ્લીશમાં જ આવે જાય છે.

વામન : એમ કે? ઓ હો! એ તો ઘણું કહેવાય; મને શબ્દો ઘણા મળે છે પણ 'આઈડીઆઝ' મળતા નથી, એટલે તમારી પાસેથી લઈ લેઈશ.

ચંદન : (હસીને) જાઓ રે, તમે પણ 'જોક' કરતા લાગો છો.

વામન : ના, 'જોક' તો શું, પણ સાચું જ કહું છું.

[ એટલામાં રઘુ આવે છે ]

રઘુ : (વામન પાસે આવીને કાનમાં) સાહેબ, પેલો રસિકલાલ આવ્યો છે. કહે છે મારો તાર આપો.

વામન : ધીમે બોલ, ધીમે બોલ. બધું પોલ ખુલ્લું પડી જશે.

(રસિક આવે છે)

રસિક : ક્યાં ભાઈ!

[ વામન નાક પર આંગ
મૂકી તેને દૂર ખેંચે છે

રસિક : એ લા, મારો તાર તો તારી પાસે રહી ગયો
લાવ, મારે બાપાને બતાવવો છે.

વામન : મેં મારા બાપાને તો બતાવી લીધો છે.

રસિક : પણ તારા બાપાનું મારે શું કામ ? મારે 
મારા બાપાનું કામ છે.

વામન : એ લા એટલી વારમાં ભૂલી ગયો.

‘ એક પિતા પરમેશ્વર જાણો આવો,
આપણ સૌ તેના પરિવાર જો.’

રસિક : ઠીક હવે તાર ક્યાં છે લાવ જોઉં ?

વામન : જો, હું તને કહું. એ તારના પ્રતાપે તો પા
થયા, ને આ ચંદન જેવી બાળા સાથે વાત
લાપનો લહાવો મળ્યો છે, માટે હવે કા
લઈ જજે.

રસિક : તેં તારા બાપુજીને એ તાર બતાવીને પા
થયાનું ગપ્પ હાંક્યું છે ?

વામન : હા સ્તો. નહિતર તો અત્યારે, મારા ઉપ
શું શું બની જાત.

રસિક : પણ, તું મારો તાર દે.

વામન : કાલે લઈ જજે. અત્યારે તો મારા બાપુજી
પાસે હશે.

રસિક : પણ કાલે છાપામાં આવશે ત્યારે તો તા
બાપાને ખબર પડશે કે તું નપાસ થયો
એનું કેમ ?

વામન : જે વાત કાલે બનવાની છે એની હું આજે ચિંતા કરતો નથી, એવી ચિંતા માત્ર વેદિયાં ઢોર જ કરે.

રસિક : સારું, ત્યારે તું સાંજે મારે ત્યાં તાર પહોંચાડજે.

વામન : ચોક્કસ.

ચંદન : કેમ મિ. વામનરાવ ! તમારા મિત્ર છે ?

વામન : હા. મારા મિત્ર મિ. રસિકલાલ. એ પણ મને પાસ થયા બાબત અભિનંદન આપવા આવ્યા છે.

રસિક : (ધીમેથી) અરે ! તારું ભૂડું થાય ! મને ખોટું બોલતાં શીખવે છે ?

વામન : (ધીમેથી) હવે રાજા હરિશ્ચંદ્રની પૂંછડી ન થઈએ. હજી તો આવાં ખોટાં હમેશાં બોલવાં પડશે.

ચંદન : એવણુને અહીં લાવોને ! કાંઈ વાંધો નથી.

વામન : (ધીમેથી) રસિક ! લે ચાલ દોસ્ત ! તને પણ ગલગલિયાં થાય તેવી વાતો સાંભળવા મળશે. (મોટેથી) હા, રસિક ! ચાલને.

[બન્ને ચંદનબાળા પાસે જાય છે]

ચંદન : (રસિકને) તમે બી પાસ થયા કે ?

વામન : (વચ્ચેથી) ના, એ બિચારો નાપાસ થયો છે !

ચંદન : અને છતાં તમને અભિનંદન આપવા આવ્યા છે ? એવણુ બહુ ઉદાર હૃદયના લાગે છે.

વામન : હા, એનો સ્વભાવ પહેલેથી જ એવો છે. પોતાની ચીજો હમેશાં પારકાને વાપરવા આપે છે.

ચંદન : એમ કે ?

રસિક : વામનરાવ જરા ટીખળી છે.

ચંદન : ના, હું એમને આનંદી કહું છું. અમને સ્ત્રીઓને એવો સ્વભાવ બહુ ગમે છે.

વામન : તે મારું ધન્ય ભાગ્ય માનું છું, તમારા જેવાં વિદ્વાનને હું રીઝવી શકું તે ઘણું કહેવાય.

ચંદન : એમ તો નહિ, પણ ઘણા મને રીઝવી શકતા નથી. હું હમેશાં 'આઈડિયાઝ' વિચારો માગું છું.

વામન : એ તો જણાય જ છે. તમને કોઈ છેતરી શકે તેમ લાગતું નથી. તમને વિચારો બહુ ગમે છે કાં ?

ચંદન : બહુ જ. બહુ જ. મને તમે સ્વપ્નાં જોનારી સ્ત્રી કહી શકો !

વામન : (મશ્કરીમાં) એમ કે ? ઓહો ! એ તો બહુ કહેવાય હો.

[ રઘુ પટાવાળો પ્રવેશ કરે છે. ]

રઘુ : સાહેબ ! રસિકલાલભાઈને ઘેરથી બોલાવવા માણસ આવ્યું છે, ને બેન સાહેબની મોટર આવી છે.

ચંદન : ઓહો ! તમારી સાથે વખત જલ્દી પસાર થયો. તમે બહુ આનંદી છો.

વામન : ના, તમે જ મને બહુ આનંદ આપ્યો છે. તમારી વિચારશક્તિએ મને તો ઘેલો જ કરી મૂક્યો છે.

ચંદન : પણ આપણે પૂરી વાત તો કરી નહિ, તમે . . . મને કહેવાનું મન હતું કે–તમે ભવિષ્યમાં શું કરશો ?

વામન : હું ? હું ઇંગ્લેંડ જવાનો છું,
ચંદન : ચોક્કસ ?
વામન : હાસ્તો.
ચંદન : ત્યારે તો પપા-શું બધું મને કહેતા હતા—
વામન : શું કહેતા હતા, કહો તો ખરા—?
ચંદન : એમ કે તમે—પણ એ કાંઈ નહિ—હલ્લો સાહેબજી !—

[ જાય છે ]

રસિક : એલા ! છેવટ સુધી બનાવી !
વામન : પતંગિયું ! જો ને 'પપા કહેતા હતા—જે,' એવું એવું કહી નાખવાની તૈયારીમાં હતી.
રસિક : અને તેં ઇંગ્લેંડનું ગપ્પ લગાવી એને ડાંભી નાખી.
વામન : અરે ! ગપ્પ શાનું ?—પણ ચાલ હવે દીવાન-ખાનામાં બાપુજી નથી ત્યાં તું તાર લઈ જા. તમને વાણિયાં વેપારીને એ કામ આવશે.

[ જાય છે. ]

## પ્રવેશ ૫ મો

[ વામન, મુકુંદ, સવિતા. વામન છાપું વાંચે છે ]

મુકુંદ : છાપામાં નામ નથી એ કેમ બને ? કાલનો તાર તો બરાબર હતો કે ?
વામન : તારવાળા કાંઈ ખોટું સમજે ? સાળા, છાપા-વાળા ઘણી વખત ઉથલપાથલ કરી નાખે છે. પણ હું તો આવી ગેરવ્યવસ્થાથી કંટાળી ગયો છું. ઇંગ્લંડ ગયા વિના મારી ખરી કિમ્મત નહિ જ થાય.

મુકુંદ : પણ આટલું બધું અંધારું ?

વામન : અંધારું શું ? હમણાં કોઇ જઈને ખબર આપે કે વામન ઇંગ્લંડ જવાનો છે તો તરત નાપાસ કરી નાખે.

મુકુંદ : કેમ ?

વામન : કેમ શું ? એવું ઝેર, અમારા પ્રોફેસર તો કોઈ ઇંગ્લંડ જઈ શકે નહિ. માટે આપણે જઈને તેમના કરતાં આગળ વધીએ તો અટકાવે. એમને ખબર તો હોય જ કે આ છોકરામાં શક્તિ છે માટે તે વધશે જ.

મુકુંદ : પણ પેલો તાર ક્યાં છે ?

વામન : એ જ ખૂબી છે નાં ? પાછો તાર પણ મળતો નથી. આંહીનો પવન પણ કાંઇ ઉપયોગી ચીજ જોવાનો જ નહિ, બધું ઘસડી જાય.

મુકુંદ : ત્યારે ઇંગ્લંડમાં પવન પણ એવો નિયમિત હશે ? એમ ?–

વામન : હાસ્તો પપા. ઇંગ્લંડમાં તો બધું નિયમસર. ત્યાં આવા ગોટા થાય જ નહિ.

[ રઘુ પ્રવેશ કરે છે ]

રઘુ : આ ચિઠ્ઠી છે.

મુકુંદ : લાવ તો કોની છે ?

[ વામન ચિંતાતુર દેખાય છે ]

મુકુંદ : ( વાંચીને વામન સામે જુએ છે ) વામન ! આ ચીઠ્ઠી તો ચંદનબાળાની છે. કાલે તમે તેને છેતરી માટે દિલગીરી બતાવી છે. રસિકલાલનો

તાર ઉપયોગમાં લીધો માટે અફસોસ કર્યો છે. બોલો, હવે આપણો પવન ઇંગ્લંડ જેવો જ નિયમિત છે કે નહિ ?

વામન : એ તો કોણ જાણે. પણ હું નપાસ થયો તે જ સારું થયું. કારણ કે આંહી તો ગોખણિયા જ પાસ થાય છે. ખરાં Genius તો રહી જ જવાનાં.

મુકુંદ : હાસ્તો. તમારી પ્રતિભા–તમે આ તારના કિસ્સામાં જ સ્પષ્ટ બતાવી, તે છતાં કોઇ તમને માન મરતબો આપતું નથી. ખરેખર, તમારા, જેવા શક્તિશાળી જુવાનોની ઇંગ્લંડ સિવાય બીજે કદર જ નહિ થાય.
પધારો મારા શક્તિશાળી પુત્ર, પધારો.

[જાય છે]

# તરુણ વનરાજ

## પ્રવેશ ૧ લો

[ સાંજનો સમય છે. ઝાંપો અટકાવીને વનોડનો વૃદ્ધ ચોકીદાર પોતાની નાની સરખી ઓરડીમાં દેવતા ચેતાવીને બેઠો બેઠો ભજન ગાય છે. શિયાળાની અંધારી ઠંડી રાત્રિ છે, ને દૂર દૂર ખેતરમાં શિયાળિયાં રુએ છે. ]

વૃદ્ધ ચોકીદાર : જમનાજીની માયારે, કદમ્બની છાયારે,
વ્હાલો મારો ધેનુ ચારે, વનમાં હો જી !
એવી સંજ્યા ટાણેરે, નીર થંભ્યાં જાણે રે,
વ્હાલે જ્યારે, વેણું લીધી, હાથમાં હો જી !
જમનાજીની....

[ દોડતો દોડતો એક જુવાન છોકરો આવે છે, તેની પાછળ બીજો આવે છે, તેની પાછળ તરુણ તેજસ્વી વનરાજ હાથમાં તીર કામઠું લઈને આવે છે. ]

ચંપકલાલ : અરે, એ રૂપમજીભાઈ ! આંહી ભજન ગાવ છો, પણ પેલી ભાગોળે તો ધીંગાણું મચ્યું છે.

ચોકીદાર : રામ ! રામ ! લોકને પણ કોણ જાણે શું છે કે લોહી રેડવામાં જ મજા આવે છે ! કોણ લડે છે ભાઈ ?

[ 'એ ચોકીદાર' કહીને બીજા બે દોડતા દોડતા આવે છે ]

ચોકીદાર : પણ છે શું ? હાંફળા ફાંફળાં કેમ થાવ છો ?

ચંપકલાલ : અરે, પેલે ઝાંપે દાજીડાએ બે ચોકીદારને માર્યા છે ને નેમચંદ શેઠનું ઘર લૂંટે છે !

ચોકીદાર : ( ધ્રૂજે છે ) હેં ! મારા બાપ ! હવે ? સાચું બોલો છો ?

[ વનરાજ આગળ આવે છે. ]

વનરાજ : ચોકીદાર ! તમે આ ઝાંપો સાચવજો, હું ત્યાં જાઉં છું.

ચોકીદાર : તું કોણ ?–તું પૂજારણનો છોકરો ત્યાં જાશે ?

વનરાજ : લાવો, તમારી તલવાર જરાક લાવો, આ ચંપકલાલને કામ આવશે.

[ તલવાર લઈ ચંપકને આપે છે ]

ચોકીદાર : ( ઉત્સાહથી ) આંહીંથી દાજીડો નીકળે તો તો પૂરો જ કરી નાખીશ હો, તમતારે ત્યાં જાવ. એ પડ સાચવી લ્યો, જાવ મારા બાપ, જુવાનિયા, પોંચી જાવ; અમે પણ જુવાનીમાં કેક જંગ ખેડયા છે.

[દૂર દૂરથી બૂમો પડે છે.વનરાજ ચંપકને ખેંચે છે]

વનરાજ : ચંપક ! હવે વખત નથી, આ ઝાંપો તું સાચવજે. હું જાઉં છું. ચાલો, બે જણ મારી સાથે ચાલો. બીજા આંહી રહી જાઓ.

[ દોડી જાય છે ]

ચોકીદાર : આવોને ચંપકભાઈ, બારણું ઠસાવીને અંદર

બેસીએ એટલે કોઈ આવે કારવે તો'ય ભો નહિ. દાજીડાને ખબર પડશે કે રૂપજી ઠાકોર આંહી ચોકી કરે છે, એટલે આ બાજુ આવશે જ નહિ.

ચંપકલાલ : ( કટાક્ષથી ) તમારું નામ જાણીતું એટલે સૌ ધ્રૂજે.

ચોકીદાર : ( કટાક્ષ સમજ્યા વિના ) ઈ તો ભાઈ, પેલેથી શેહ પાડી દીધેલી. પેલી ચોકીએ બે જણને માર્યા, પણ આ ચોકી તરફ ધાર ન મારે તો. હ્યો આવો, અંદર આવો,

ચંપકલાલ : ના ના, મારા બીજા દોસ્તદારો હમણાં આ રસ્તો રોકવા આવનાર છે. દાજીડાને જીવતો પકડવો છે. વનરાજે કહ્યું છે.

[ ચોકીદાર આંખ મચકાવી મશ્કરી કરતો બારણું બંધ કરી અંદર બેઠો બેઠો ભજન લલકારે છે. ]

'એવી સંજ્યા ટાણે રે, નીર થંભ્યા જાણે રે,
વ્હાલો મારો વનમાં હોજી !....

ચંપક : ( કટાક્ષથી ) નીર તો કોણ જાણે, પણ તમારું પાણી તો થંભી ગયું છે.

ચોકીદાર : ( બારણું ઉઘાડીને ) ચંપકભાઈ, મન પણ ભજનમાં લાગે નહિ તો, આ ધીંગાણું છે તે માચો પણ ક્યાંક કૂદતો હશે પણ હેં ચંપકભાઈ, આ પૂજારણનો છોકરો જબરો લાગે છે. મારે બેટે આખા ગામના જુવાનને

પાનો ચડાવ્યો લાગે છે. ઈ પૂજારણ તે કોણ છે ભાઈ?

ચંપકલાલ : તમારા માયાને પૂછજો ને, ઈ પણ અમારા ભેગો છે.

ચોકીદાર : કોણ મારો માયો?

ચંપકલાલ : હમણાં અહીં આવશે.

ચોકીદાર : (બારણું બંધ કરતાં) હરિ! હાર! એ ક્યાંથી હોય? પણ આંખ તો મહારાજ જયસિંહની જ લાગે છે.

## પ્રવેશ ૨ જો

[રાત્રિની અંધારઘેરી શેરીમાં એક સાધુ ને એક સુંદરી બે ચાલ્યાં આવતાં દેખાય છે.]

રૂપસુંદરી : મહારાજ! આ રસ્તો નહિ, આપણે તો વાણિયાના પાડામાં આવવાને બદલે બ્રાહ્મણના પાડામાં આવ્યા.

શીલગુણસૂરિ : કાંઈ ફિકર નહિ. આંહી પણ બે ચાર તો વનરાજના દોસ્ત હશે જ.

રૂપસુંદરી : આ ગામમાં હોકારા થાય છે, એટલે, વનરાજ ત્યાં જ પહોંચ્યો હશે. મહારાજ! હું તો હવે શું કરું?

શીલગુણસૂરિ : જુઓ તો ખરાં, આ કોઈક છોકરો દોડતો આવે.

શીલગુણસૂરિ : એલા કોણ છે?—વનરાજ!

છોકરો : એ તો મહારાજ! હું, માયો ભરવાડ!

શીલગુણસૂરિ : માયા ! વનરાજને ક્યાંય જોયા ?

માયો : ( ઉતાવળે ઉતાવળે ) એણે જ મને મોકલ્યો ને, મને કે' તું ચંપકલાલ પાસે જઈને પેલો ઝાંપો સાચવ, હું દાજીડા સામે જાઉં છું. હમણાં જ ગયા. પણ મા'રાજ ! મને જાવા દો. મારે ઉતાવળ છે નહિંતર, દાજીડો ભાગી જાશે,

[ દોડ્યો જાય છે ]

શીલગુણસૂરિ : અરે ! પણ ઊભો તો રે' વનરાજ કેટલેક છે, એટલું તો કહેતો જા.

માયો : ( દોડ્યો જતો જતો) અરે, મા'રાજ ! અમારે ગામ સાચવવું છે ને તમારે વનરાજને ખોળવો છે. વનરાજ તો હશે ત્યાં ખરા જંગમાં. કેટલાય જુવાનીયા ત્યાં ગયા છે.

રૂપસુંદરી : (ગભરાતી) મા'રાજ, હવે શું કરશું ?

[ બીજા છોકરાએ દોડતા નીકળે છે. સૌના હાથમાં શસ્ત્ર છે. સઘળા તેજસ્વી દેખાય છે. ]

રૂપસુંદરી : એ છોકરાઓ ! મારા વનરાજને જોયો ?

છોકરાઓ : ' કોણ માજી ?—વનરાજ તો પંચાસરી ભાગોળે સિપાઈઓને ભેગા કરી, બહારવટિયા સાથે એ લડે....એણે અમને મોકલ્યા છે 'આ ઝાંપો સાચવવા....

[ દોડ્યા જાય છે ]

રૂપસુંદરી : મા'રાજ ! છાતીનો આધો એકનો એક છોકરો છે, ને લૂંટારુંનો દાજીડો તો બહુ બળવાન છે. હું શું કરું ?....ક્યાં જાઉં ? — ( બેસી જાય

છે. પછી ) હું પણ ત્યાં જાઉં છું. હું પણ લડીશ. હું પણ રજપૂતીને જાણું છું.

શીલગુણસૂરિ : ઘેલાં કાઢવાં છોડી દો. હમણાં બે ઘડીમાં ખબર મળશે. તમારી અત્યારની રજપૂતી તો તમે કેટલી શાંતિ જાળવી શકો એમાં રહેલી છે.

[ કાનને ફાડે તેવી 'હર હર મહાદેવ!' ની બૂમ સંભળાય છે. એટલામાં હાંફળો ફાંફળો એક વાણિયો દોડતો પ્રવેશ કરે છે. ]

વાણિયો : ગુડુજી ! ગુડુજી ! કુવંડનો .... (જીભ કચરીને) .... વનુભાનો ઘોડો મારા ડેલામાં બંધાતો તે ત્યાં નથી. ચડાવદાર કે' હમણાં પોતે જાતે આવીને છોડી ગયા.

રૂપસુંદરી : અરેરે ! આજ છોકરો રણમાં પડશે.

શીલગુણસૂરિ : પછી ક્યાં ગયા ?

વાણિયો : ઈ તો શું ખબર, મા'રાજ, પણ ચરાવદાર કે' હાજીડાને પકડવા એની પાછળ ગયા છે. પંચાસરી ભાગોળેથી બહારવટિયાને ભગાડ્યા છે. ત્યાં તો લોક મા'તું નથી.

શીલગુણસૂરિ ; ચાલો ત્યારે ત્યાં જઈએ.

વાણિયો : ( હેં હેં હેં હેં થઈને ) માડે તો મા'ડાજ પ્રટિજ્ઞા છે અંધાડું ઠયા પછી બહાર પગ ન દેવો.

રૂપસુંદરી : ઠીક ત્યારે તમે જાઓ—

[ વાણિયો નમસ્કાર કરી ચાલ્યો જાય છે ]

## પ્રવેશ ૩ જો

[ સાયંકાળે રૂપસુંદરી ઉદાસીન મોંએ ઝરૂખા-માંથી શેરી સામું જોઈને બેઠી બેઠી જતા આવતા લોકને નીહાળે છે. એટલામાં 'પંચાસરનાથની જે' 'હર હર મહાદેવ હર ! 'વનરાજની જે' એવી બૂમો પાડતું ટોળું આવે છે. ટોળાને મોખરે હાથમાં તીરકામઠું ઢાલ તલવાર લઈ વનરાજ ચાલતો હોય છે પાછળ કેટલાક સૈનિકો છે. તેની પાછળ બંદી જેવા ચોરો ચાલી રહ્યા છે. સૌથી પાછળ શહેરીઓ ને છેક છેલ્લે વૃદ્ધ ચોકીદાર આવે છે. રૂપસુંદરી ઝરૂખામાંથી નિહાળે છે. લોકોનું ટોળું આગળ વધી જાય છે. ]

શીલગુણસૂરિ : જોયું ? વનરાજે તો વિજય મેળવ્યો લાગે છે

રૂપસુંદરી : મહારાજ! પણ એવી રીતે છતો થઈ જાશે ને એક વખત છતો થયો તો પછી ભાગતો ભારે પડશે.

શીલગુણસૂરિ : એનો ઉપાય હમણાં જ કરવો ઘટે છે. પણ એના ઉત્સાહને હણ્યા વિના એ થાય તે જ કામનું છે. વનોડના જુવાનોએ તો વગર મુગટે એને જ રાજા માની લીધો છે.

રૂપસુંદરી : મહારાજ ! એ દિવસ ક્યાંથી ?

શીલગુણસૂરિ : કોને ખબર હતી કે આ દિવસ પણ આવશે આ દિવસ આવ્યો તો એ દિવસ પણ આવશે.

**પ્રવેશ ૪ થો**

[ થોડીવાર પછી રૂપસુંદરી બેઠી છે ત્યાં વનરાજ, ચંપકલાલ, માયો ભરવાડ, બીજા છોકરા, પેલો વૃદ્ધ ચોકીદાર સૌ પ્રવેશ કરે છે ]

વનરાજ : ( માતાને પગે પડે છે ) મા ! કેટલીક વખત તારી રજા જ હશે એમ ધારી લેવું પડે છે, કાલે જો તારી રજા લેવા રોકાયો હોત તો આ સોના જેવું ગામ લૂંટાઈ જાત.

રૂપસુંદરી : બેટા, મારી તો આવા કામમાં રજા જ હોય, પણ તારા ઉપર શું લટકી રહ્યું છે, એનું પણ તારે ધ્યાન રાખવું જોઈએ.

માયો ભરવાડ : અરે, માજી ! વનુભાને શું-અમને સૌને ખબર છે કે એના ઉપર આખા ગુજરાતનું ભવિષ્ય લટકે છે.

રૂપસુંદરી : ( આશ્ચર્યથી ) તને ક્યાંથી ખબર? તું કોણ છે?

માયો ભરવાડ : હું કોણ છું ઈ તો શી રીતે સમજાવું ? પણ તમે કોણ છો એ મને ખબર છે. આ ચંપકલાલને ખબર છે, અને આ ગલઢેરા ચોકીદારને ખબર પડી—ત્યારે એ પણ આંહી દોડી આવ્યો.

[ વૃદ્ધ ચોકીદાર આગળ આવે છે ]

ચોકીદાર : ( પગમાં પડીને ) રાજમાતા !....

રૂપસુંદરી : ( ચોંકીને ) રાજમાતા ? તું કોને કહે છે ?

ચોકીદાર : તમને, મારી મા, તમને પંચાસરના ઘેરા વખતે હું હાજર હતો, આજ ગુજરાતના ધણીનું બાળક જોઈ ને મને મારી જુવાની

ફરી સાંભરે છે. (પગમાં પડે છે.... ઊભો થઈને) હવે જુવાની વહી ગઈ છે, પણ મારો એકનો એક છોકરો (માયા તરફ આંગળી બતાવે છે) તમારા ચરણે સોંપું છું. (માયા તરફ જોઈને) છોકરા! મને જિંદગીમાં એક વાતનો અફસોસ રહી ગયો છે. મહારાજની સાથે સોડમાં અસંખ્ય રણ-વીરો સૂતા—પંચાસરના મેદાનમાં—તે વખતે હું ત્યાંથી નાસી છૂટયો હતો. આ મહારાજને પડખે રહીને (વનરાજના ચરણ પકડે છે) દેહ પાડવાનો વખત આવે તો એ વખતે આડું અવળું જોતો નહિ. તું રણમાં પડીશ ને હું માનીશ કે મારો છોકરો અમર બની ગયો છે! (ઉશ્કેરાઈને) 'જય ગુજરાતના નાથની જય!—'

શીલગુણસૂરિ : ચૂપ! ચૂપ! ભાઈઓ, ભીંતને પણ કાન છે. આપણું ગુજરાત હજી તો થાય ત્યારે પણ તે પહેલાં શુરવીરને શોભે તેવું મૌન રાખો. માયા, તું આંહી આવ!

[માયો આગળ આવે છે]

શીલગુણસૂરિ : બાલમહારાજ! આ તમારો સાથી છે તેને તલવાર ભેટ આપો ને તમારા સૈન્યમાં તેને અગ્રણી બનાવો.

વનરાજ : માયા!....

માયો : નહિ મહારાજ, નહિ, એ માનને વધારે લાયક પુરુષ હું તમને બતાવીશ.

વનરાજ : એવો કોણ છે ?

માયો : આંહી નથી, જંગલમાં છે. એ જંગલનો રાજા છે. જંગલની કેડીએ કેડી એના મગજમાં ચીતરેલી છે. એણે ભરચોમાસે નદીઓ પાર કરી છે, સામે મોંએ સિંહ માર્યો છે. એ એક માણસ દુશ્મનના આખા લશ્કરને ઘડીના છઠ્ઠા ભાગમાં જંગલમાં ક્યાંય ને ક્યાંય ગેબ કરી દેવાની તાકાત ધરાવે છે. આપણા જુવાનીઆનો એ મોભી છે.

વનરાજ : એ કોણ છે ?

માયો : મહારાજ ! ગામડે ગામડે જુવાનો તેને જાણે છે. આખું ગુજરાત પડખે ઊભું રહેવા તૈયાર છે. એ જુવાને જંગલમાં કેટલાય તાલીમ પામેલા સૈનિકો તૈયાર કર્યા છે. એનું નામ છે, અણહિલ ભરવાડ !

શીલગુણસૂરિ : માયા ! ચંપકલાલ !—તમને જુવાન ભાઈઓને નિરુત્સાહ નહિ કરું. પણ કેટલીક વખત જેટલી શૂરવીરતા મૂંગા રહેવામાં જોઈએ છે, એટલી શૂરવીરતા લડવામાં પણ જોઈતી નથી. તમે આજ દાજીડાને માર્યો—એ તો સારું કર્યું—આપણું ગામ બચ્યું, પણ મહારાજે હમણાં તો તદ્દન શાંત રહેવું પડશે.

વનરાજ : મહારાજ ! આ સઘળા જુવાનો જેવા તેવા ન સમજતા, એમાંનો દરેક માથું હાથમાં લઈને ફરે છે.

શીલગુણસૂરિ : મારા બાલરાજા!–એ શું મારાથી અજાણ્યું છે? ગુજરાતનો કયો જુવાન તમારે માટે માથું મૂકવા તૈયાર નથી? પણ અત્યારે શૂરવીરતા માથું હાથમાં લઈને ફરવામાં નથી. માથું કબજે રાખવામાં છે. વખત આવે છે–(જુવાનો તરફ ફરીને)–વખત આવે છે જુવાનો! તમારો વખત આવે છે, ત્યાં સુધી તમે મૌનથી જ મહારાજની સાચી સેવા કરી શકશો. બોલો તમારામાં એ ભયંકર તોફાન પહેલાંની પરમ શાંતિ જાળવવાની શક્તિ છે?–બોલો?

સઘળા : હા, મહારાજ!–અમે જાણે જાણતા નથી એમ વેરાઈ જશું.

શીલગુણસૂરિ : તો ગુજરાત તમારું છે. દરેકે દરેક ગામનું દરેકે દરેક ઘર પંચાસરના કિલ્લા જેવું બની જાય એવી મૂંગી તાકાત પ્રજામાં ફેલાવવા માટે તમે પણ હમણાં મૂંગા બની જાવ, બોલ માયા, તને ખબર છે પંચાસરમાં કોણ સારું બખ્તર બનાવે છે?

માયો : હા, મહારાજ.

શીલગુણસૂરિ : ત્યારે કાલે વહેલી સવારે એ તરફ તું ઉપડી જા.

વૃદ્ધ ચોકીદાર : મહારાજ! મને હવે તો રહીસહી જિંદગી આ ઘરને આંગણે જ બેસવા દો.

શીલગુણસૂરિ : એમ ન બને, વૃદ્ધ માણુસ! તું જ્યાં છે

ત્યાં જ હમણાં તો ઝાંપો સાચવી રાખ. તારો પણ ખપ પડશે. હમણાં તો સૌ મૂંગા બની રહો.

જુવાનીઆઓ : પણ મહારાજ! આમ ગામમાં ધાડ આવે ને અમારાથી મૂંગા રહેવાય?

વનરાજ : તો તો મહારાજ! રજપૂતી લાજે ના.

શીલગુણસૂરિ : (હસીને) જાણું છું, મહારાજ, જાણું છું, કે તમને ગુજરાત સજીવન કરવાના કોડ જાગ્યા છે. ગામની ધાડને ભલે પહોંચી વળો—છતાં એમાં વનરાજ મહારાજનું નામ ન આવે તેમ વર્તો.

જુવાનીઆઓ : પણ અમે મહારાજને મળીએ તો ખરા નાં?

શીલગુણસૂરિ : મળો ખુશીથી તમારાં સ્વપ્નાં પણ ઘડો. નવા ગુજરાતને ઘેર ઘેર સંદેશો પણ મોકલાવો—પણ સઘળું ધાંધલ વિના, દેખાવ વિના, અત્યંત શાંતિથી, પૂરેપૂરા સંયમથી. મંત્ર શક્તિએ મોટાં મોટાં રાજ્યોને પણ ડગાવી દીધાં છે. એનું મૂલ્ય ઓછું ન આંકતા. હવે સૌ પોતપોતાનું કામ કરવા છૂટા છો.

[એક પછી એક સૌ વનરાજને નમીને જાય છે વૃદ્ધ સૈનિક વનરાજના ચરણની રજ માથે ચડાવી, 'સિંહનું બાળક વાહ, ભા, સિંહનું બાળક' કરતો ચાલ્યો જાય છે. પાછળ તેને બન્ને હાથ મૂકી ચૂપ રહેવાની નિશાની કરતા શીલગુણસૂરિ પણ જાય છે]

## પ્રવેશ ૫ મો

[તે રાત્રે વનરાજ ને રૂપસુંદરી ઝાંખા બળતા દીવા પાસે બેસી વાતો કરે છે. રૂપસુંદરી કાંતતી હોય છે, વનરાજ તલવાર ઘસતો હોય છે.]

વનરાજ : મા! મને એવું થાય છે કે જાણે આખી ગુજરાતના જુવાનોને ભેગા કરી, એક જંગ ખેલી કાઢું.

રૂપસુંદરી : (ઊંડા સંતોષથી) એવું સાંભળીને મને પંચાસરના વૃદ્ધ શિલ્પીનો તરુણ યોદ્ધો યાદ આવે છે. પણ ભાઈ, તને ક્યાં ખબર નથી કે તારે જંગ ખેડવાનો છે તે તું ધારે છે એટલો નાનો નથી.

વનરાજ : એટલે જ મારા મનને એમ કે નાનપણથી શરૂ કરીએ તો પાંચ પંદર વર્ષે પણ એનો આરો આવી જાય.

રૂપસુંદરી : તું કાંઈ બહારવટિયો છે કે પાંચ પંદર વરસ સુધી રખડવું પડે? બરાબર તૈયારીનું એકાદ ભયંકર યુદ્ધ કાં તને પંચાસરનો રાજા સરજશે—નહિતર........

[અટકે છે]

વનરાજ : અને નહિતર જંગલમાં ભટકતો કરશે એમ નાં?

રૂપસુંદરી : હાસ્તો.

વનરાજ : પણ મા! સુસજ્જિત સૈન્યના નાયક થઈ એકાદ યુદ્ધમાં જ દુશ્મનને હરાવવા કરતાં,

એકલે હાથે સૈનિકોને તૈયાર કરી બહારવટું ખેડતાં ખેડતાં, રાજ હાથ કરવાનું મને વધારે ગમે છે. બીજું કાંઈ નહિ, એમાં સાચા મિત્રો કેટલા બધા મળે? અને એમાં રૈયતનું મન જાણવાનું પણ કેવું મળે?

રૂપસુંદરી : તારે નસીબે પણ એમ જ લાગે છે, ભાઈ! ઘણા લાંબા કાળથી દુશ્મનોએ જેર કરી મૂકેલાં ગુજરાતીઓનાં ઘર, માંડ સો હજાર ઘરે એકાદ વીરને તારા ચરણમાં ધરે તો ભલે, બાકી તો તારે સૈનિકો સર્જવવાના છે ને સૈન્ય પણ દોરવાનું છે. તારું યુદ્ધ વધુ ભયંકર છે.

વનરાજ : એટલે જ મા! મને વધારે ઉત્સાહ આવે છે. તૈયાર હોય ને આપણે સૈન્ય દોરીએ એમાં શી બહાદુરી? મારે તો સાધારણ સિપાઇથી માંડી સેનાનાયક સુધી સઘળું જ સર્જવવાનું છે એટલે મને વધુ મજા આવશે. કેટલું બધું કામ મળશે? રખડવું ભટકવું, નદીઓ તરવી, જંગલો જોવાં–અને વળી સૈનિક બનીને ઘૂમવું–મા, મને થાય છે કે ઈશ્વરે મને જંગલમાં આટલા માટે જ રખડતો મૂક્યો હશે?

રૂપસુંદરી : ભાઈ, તારો ઉત્સાહ માત્ર પ્રારંભનો તો નહિ રહે નાં?

વનરાજ : ના રે, મા! એ શું બોલી, મારે આખું

ગુજરાત ઘેર આણ્યે જ છૂટકો છે. જો તો આ વનોડમાં બે ચાર કોળાં આવીને લૂંટ કરી જાય છે, ને આખા ગામમાંથી કોઈની સામા થવાની હિમ્મત પણ નથી, એ બધું રૈયતે પરદેશી ધૂંસરી નીચે તેજ ખોયું એટલે જ નાં?

રૂપસુંદરી : હાસ્તો. મેં તો દીકરા, પંચાસરનું યુદ્ધ જોયું છે, એટલે મને આ ફેરફાર બહુ વસમો લાગે છે પણ શું થાય? તો પણ તારું આવું ખોટું સાહસ તો મને ગમતું નથી.

વનરાજ : પણ મા, આપણે આંહી હોઈએ, ને વનોડ ગામ લૂંટાઈ જાય ત્યારે તો થઈ રહ્યું નાં? સાવચેતી મને ગમે છે, પણ એવી સાવચેતી જે આપણને નિષ્પ્રાણ બનાવી દે. એને તો હું શું કરું?

રૂપસુંદરી : એટલે જ મેં તને વધુ કહ્યું નહિ—આપણો રજપૂતનો ધર્મ—જ્યાં હોઈએ ત્યાં રણમાં ઝૂઝવાનો. પણ કોઈ વખત એમાંથી ભયંકર પરિણામ આવે.

વનરાજ : મા, ત્યારે રજપૂતી સાચવવી ને પરિણામથી ડરવું એ બે કેમ બને?—પણ મહારાજે કહ્યું તે સાચું કે આપણે મૌન સેવવું.

[બહાર ચોકીદારોના અવાજ આવે છે.]

રૂપસુંદરી : અહો હો! બાર થઈ ગયા. આપણે સૂઈ જઈએ. પેલો વૃદ્ધ ચોકીદાર જોયો? બિચારો

વખાનો માર્યો દુશ્મનની નોકરી કરે છે, પણ એનું મન તો પંચાસરના કિલ્લા પાસે જ ભમે છે. એવા તો કેટલાય હશે.

વનરાજ : હા, મા, હવે તમે સૂઈ જાઓ. મને તો હજી ઊંઘ નથી આવતી.

રૂપસુંદરી : ત્યારે તું શું કરીશ ?

વનરાજ : જરા આંહી ફરીશ. પેલો મારો ઘોડો નિહાળીશ. એની આંખ મને તેજસ્વી લાગે છે. જરાક તીરકામઠું સરખું કરીશ.... અને પછી સૂઈ જઈશ.

રૂપસુંદરી : પાછો જંગલ જાવા અધીરો બની જાતો નહિ.

વનરાજ : ના રે, મા ! તને કહ્યા વિના હવે જાઉં ?

રૂપસુંદરી : તારા એકના ઉપર ગુજરાતનું ભવિષ્ય લટકે છે.

વનરાજ : 'ગુજરાતને તો નવજુવાનો મળશે, પણ આપણને ગુજરાતની સેવા કરવાનો વખત નહિ મળે'–એમ કહો.

રૂપસુંદરી : આ એમ ભાઈ, તમને રાજાઓને મીઠી વાણી પણ સહજ બની જાય છે. લે, હવે હું જાઉં છું, તું વે'લો સૂઈ જાજે હો. (જાય છે : ફરી પાછી આવીને) ભાઈ, સવારે વહેલું ઊઠવું છે હો. (જાય છે : ફરી પાછી આવીને) મને થાય છે, તને સાથે લઈને જ જાઉં.

વનરાજ : (હસીને) પણ મને કાંઈ નથી મા, લ્યો ત્યારે તમને શંકા પડે છે તો વાત કહી દઉં.

રૂપસુંદરી : હાં, હવે ઠેકાણે આવ્યો ખરો, તે શી વાત છે, કહે.

વનરાજ : તમે શી ધારો છો ?

રૂપસુંદરી : એમ હશે કે કાલે થોડાક દોસ્તો ભેગા કરી નિશાનબાજી ગોઠવવી કાં ખોટું યુદ્ધ ખેલવું.

વનરાજ : ના એવું નથી. સાચા યુદ્ધના ભણકારા વાગે છે, ત્યાં હવે ખોટા યુદ્ધની રમતોથી શું વળવાનું ?

રૂપસુંદરી : ( ગંભીર બનીને ) ભાઈ, હજી તારે યુદ્ધમાં ઊતરવાને વાર છે હો.

વનરાજ : તે તો મને ખબર છે.

રૂપસુંદરી : ત્યારે તું મનમાં શું ઘાટ ઘડે છે ?

વનરાજ : બીજું કાંઈ નથી, મા. મને તો માયાએ અણહિલની વાતો કહી એનું સ્મરણ આવે છે. જંગલની એક પણ કેડી એનાથી અજાણી નથી. માયાએ મને જંગલના અટપટા રસ્તાનો નકશો કહ્યો છે. એ પાછો અત્યારે સંભારી જાઉં છું. બીજું કાંઈ નથી, મા.

રૂપસુંદરી : પણ દીકરા, આટલી ચિંતા શા માટે ? સમય પ્રમાણે સઘળું થઈ રહેશે.

વનરાજ : કોને ખબર છે મા, આવતી કાલે આંહીથી ભાગવું પડે તો જંગલનો નકશો આપણા મગજમાં હોય તો કામ આવે. એટલે હું જરાક ફરી સંભારી જવા માગું છું: એ જ કામ હતું. બીજું કાંઈ નથી.

રૂપસુંદરી : ઠીક લે, ત્યારે હું જાઉં છું. પણ એ જ વાત છે નાં?

વનરાજ : હા, મા, હા. એ જ.

[રૂપસુંદરી જાય છે]

વનરાજ : (એકલો ફરે છે) ગુજરાતના દરેકે દરેક ઘરમાંથી એક એક સૈનિક ન મળે તો જંગલની દરેકે દરેક કેડી યાદ રાખવી પડશે. બીજું શું બને?.... પ્રજામાં સૈનિકો ન હોય ત્યારે નવા સરજાવવા માટે તો નાયકને લાંબો, કંટાળાભરેલો જંગલનો રસ્તો જ સેવવો રહ્યો નાં? એ દુ:ખપરંપરા નવા સૈનિકોને ખૂણે ખૂણેથી ખેંચી લાવશે. ચાલો, હું માયાએ કહ્યા પ્રમાણે જંગલોનો નકશો તૈયાર કરું..

[વનરાજ બેઠો બેઠો નકશો ચિતરે છે. વૃદ્ધ ચોકીદાર પ્રવેશ કરે છે. તેનો પડછાયો જોઈને વનરાજ પાછું ફરીને જુએ છે.]

વનરાજ : કોણ?

ચોકીદાર : એ તો હું, અન્નદાતા. આજ હવે ક્યાંય ચેન પડતું નથી. પંચાસરનું જુદ્ધ આંખ આગળ ખડું થાય છે,

વનરાજ : ધીમે બોલજો હો. માતાજી હમણાં જ ગયાં છે. પંચાસરના જુદ્ધમાં તમે ખરા કે?

ચોકીદાર : હા મહારાજ. મારો મોટો દીકરો દરવાજે પડ્યો, ભાઈ ભાગોળે પડ્યો, મા મહારાજની

ચિંતામાં બળી; બેન દાસીઓની હરોળમાં કપાઇ ગઈ–એક રહ્યો હું–તે પાપી પેટને માટે પરદેશીની સોડ સેવું છું. મહારાજ, હવે તમને જોયા પછી મારું મન થીર રહેતું નથી. મને તમારી પાસે રાખો.

વનરાજ : એ વખત પણ આવશે, ચોકીદાર, હમણાં તો શાંતિ જ રાખો.

ચોકીદાર : મહારાજ, હું ગરીબ તો બીજી શી મદદ કરું. એક મારો માથો તમારે ચરણે ધર્યો છે. બીજું આ–(એક રત્ન ચરણ પાસે મૂકે છે.)

વનરાજ : અરે, આ શું ? મારે શું કરવું છે ?

ચોકીદાર : મહારાજે છેલ્લા યુદ્ધમાં ચડતાં પહેલાં મને આપેલી પ્રસાદી છે.

વનરાજ : હેં ! આ રત્ન પિતાને અંગે હતું ?

ચોકીદાર : ( ગદ્‌ગદ્ કંઠે ) મહારાજ ! મહારાજ જયશિખરની એ છેલ્લી પ્રસાદી–મેં બહુ જાળવી. હું પરાધીન બન્યો. પરદેશીને સેવ્યા પણ એ રત્ન નીરખીને મેં પંચાસરની મૂર્તિ યાદ કર્યા કરી છે. આપના કંઠમાં એ શોભો !

વનરાજ : ચોકીદાર, ગુજરાતને તમારા જેવા રત્નોની વધારે જરૂર છે.

રૂપસુંદરી : ( અંદરથી ) વનુભા ! હજી નથી સૂતો ?

વનરાજ : એ આવ્યો મા, આવ્યો. (ચોકીદારને ધીમેથી) તમે મને કાલે મળજો, આજે તો આ લેતા

જાઓ. ( રત્ન આપે છે. ) હવે મારા તરફની ભેટ ગણજો.

[ચોકીદાર ચરણે પડી ધીમે ધીમે ચાલ્યો જાય છે]

વનરાજ : અજબ શાંતિ જાળવજો હો.

ચોકીદાર : મહારાજ ! ( જાય છે. )

વનરાજ : ( એકલો ખંડમાં ફરે છે. ) ગુજરાતને ખૂણે ખૂણે રત્ન પડયાં છે. સઘળાંનાં મન પરદેશીથી વિમુખ છે. ઈશ્વર એ સઘળાના મનમાં અગ્નિ પ્રગટાવવાનું મને બળ આપો !

રૂપસુંદરી : વનુભા !

વનરાજ : એ મા ! આવ્યો ( જતાં જતાં ) માતા ગુર્જરી પણ આમ જ સાદ કરી રહી છે. એને પણ કહેવું પડશે કે ' એ મા ! આ આવ્યો. '



શારદા મુદ્રણાલય, અમદાવાદ